—ટેક્સ્ટબુક તરીકે મંજુર થએલો—

વાર્તારૂપ—

# ગુજરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## પુષ્કળ ચિત્રો તથા નકશા સાથે.




કર્તા, અને પ્રકાશક.

રા. બહાદુર રમણભાઈ મહિપતરામ નીલકંઠ.

બી. એ. એલ. એલ. બી. અમદાવાદ.




સુધારા વધારા સાથેની.

અગિઆરમી આવૃત્તિ. પ્રત ૧૨૦૦૦.




અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.





સને ૧૯૧૨.








કિંમત ૦-૨-૦.

# ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રસ્તાવના.

ગુજરાત દેશનો આ સંક્ષિપ્ત ઇતિહાસ નિશાળોમાં ભણનારાં બાળક છોકરાંને માટે લખ્યો છે. આ દેશના મિત્ર એ. કે. ફાર્બસ સાહેબે પાટણ વગેરેના ગુપ્ત પુસ્તકના ભંડારોમાંથી ગુજરાતનો ઇતિહાસ શોધી કાઢી, તથા ભાટ ચારણોની કહાણીઓ, અને ચોપડા પરથી રાસમાળા નામે ગુર્જર દેશનો મનોરંજક ઇતિહાસ રચ્યો. એમના પછી આપણા કેળવણી ખાતાના વિદ્વાન માજી ઇન્સ્પેકટર ડાકટર જી. બુલર સાહેબે એ વિષે વધારે ખોળ કરી. જુના રાજા ભૂમિદાન કરતા, તેની સનંદો ત્રાંબાનાં પત્રાં ઉપર કોતરાવી આપતા. વલ્લભિપુરના રાજાનાં તથા અણહિલપુરના ચૌલુક્ય રાજાનાં આ પ્રકારનાં કેટલાંક તામ્રપત્રો એમને, તથા બીજાઓને જડયાં છે. વળી દહેરાં વગેરેમાં પત્થર પર લેખ કોર્યા છે તે વાંચ્યા, તેઓનો ઉતારો, તથા અંગ્રેજીમાં ભાષાંતર છપાવી એ સાહેબે પ્રસિદ્ધ કર્યાં છે, તથા સાર કાઢયો છે. એનો આધાર આ ચોપડીમાં લીધો છે. ફાર્બસ સાહેબની રાસમાળા, તથા બુલર સાહેબનાં પ્રગટ કરેલાં તામ્રપત્રો સંબંધી પુસ્તકો ઉપરથી આ ચોપડીમાં રજપૂત સમયનો ઇતિહાસ ટુંકામાં લખ્યો છે. અસલ ખરડામાં પણ મહેરબાન બુલર સાહેબે કેટલોક સુધારો પોતાને હાથે કર્યો હતો, તે સ્વીકાર્યો છે. મેજર જે. ડબલ્યુ. વાટસન સાહેબે ગુજરાતની મુસલમાની સમયનો ઇતિહાસ રચ્યો છે, તેને આધારે મુસલમાની બાદશાહનાં વરસ વગેરે લખ્યાં છે.

ગ્રંથકર્ત્તા.

# ઇતિહાસ શીખવવાની રીત.

હરકોઈ દેશનો ઇતિહાસ શીખવવા માંડયા પહેલાં, તે દેશની ભૂગોળવિદ્યા નિશાળીઆઓને શીખવવી જોઈએ. એ નિયમ પ્રમાણે આ ચોપડી ચલાવ્યા પહેલાં ગુજરાતનું ટૂંક વર્ણન નકશા ઉપરથી શીખવવું. રાજકાજને અર્થે હાલ કૃત્રિમ જિલ્લા, અને ઇલાકા ઠરાવ્યા છે, તે ગોખાવવાની કે કહેવાની જરૂર નથી. ગુજરાતની સીમા, મોટી નદીઓ, અને ડુંગરો, વિસ્તાર, જૂનાં મોટાં નગરો, વગેરે નકશામાં બતાવી શીખવવાં. તે આવડયા પછી ઇતિહાસ ચલાવવો. આ ઇતિહાસ શીખવતી વેળા હંમેશા ગુજરાતનો નકશો નિશાળીઆઓની સામે ટાંગવો, ને કાળા પાટિયાનો ઉપયોગ કરવો. શીખવતી વેળા આ ચોપડી ન વંચાવવી, મોંએથી એમાંની બાબત કહેવી. ને નામ, જાણીતાં વરસ, વગેરે પાટિયા પર લખવાની જરૂર જણાય તે લખવાં. તથા કહેતા જવું ને પુછતાં જવું. પુછ્યા પછી તે બીના પાટિયા ઉપર લખવી, ને ફરીને પુછવી. પાઠ પૂરો થયા પછી, તે બાબત ચોપડીમાં ક્યાં છે, તે દેખાડી ઘેર વાંચવાની આજ્ઞા કરવી, કે તે ભૂલાય નહિ. યાદ રહે એટલું થોડું થોડું શીખવવું. જાણીતા ઉપરથી આરંભ કરવો. ગામમાં કે શહેરમાં અધિકારી કોણ છે, તેનો ઉપરી કોણ, તે ઉપરીનો ઉપરી કોણ, વગેરે પુછી હાલ અંગ્રેજનું રાજ્ય છે તે જણાવવું, અને હાલ આપણા પર મહારાણા પમા જ્યૉર્જ રાજ્ય કરે છે, અને તેમના રાજ્યથી આપણને શાં શાં સુખ મળ્યાં છે, તેની થોડી હકીકત સુચક પ્રશ્ન વડે છોકરાં પાસેથી કઢાવવી. એ શીખવ્યા પછી રાજ્ય કરનારી પ્રજા કેવી રીતે આપણા દેશમાં આવી, ને તેમણે શી રીતે રાજ્ય

સંપાદન કર્યું, તેનો સહજ ચિતાર આપવો. આ થઈ રહ્યા પછી, અંગ્રેજની પૂર્વે કોનો અમલ હતો, તે પુછવું, ને તે ન આવડે તો કહેવું કે મરાઠાનો હતો. મરાઠાની પહેલાં મુસલમાન રાજ્ય કરનારા હતા, અને મુસલમાનો પહેલાં રજપુત રાજા હતા. એટલે રજપુત સમયનો ઇતિહાસ શરૂ થશે. રજપુત સમયમાં પહેલાં રાજધાની ક્યાં હતી, રાજા કોણ હતા, એ વગેરે કહેવું. નિશાળ દેશી રાજ્યની હોય તો, તે રાજ્યનો ઇતિહાસ ટુંકામાં કહેવો. પછી ઉપરી રાજ્ય પર ધ્યાન લગાડી, આખા દેશનો ઇતિહાસ શરૂ કરવો. આ ઇતિહાસ નિશાળીઆને રસિક લાગે, માટે મોટી મોટી બીનાઓને લગતી કહાણી વગેરેનો સાર કહેવા જોગ હોય તે, રાસમાળામાંથી, કે મગનલાલ, કે ભગવાનલાલના ઇતિહાસમાંથી ટુંકામાં કહેવો. તે મોંએ ન હોય તો પ્રથમથી વાંચી રાખવો. શિક્ષકોએ યાદ રાખવું કે કોઈ પણ પાઠ પ્રથમની તૈયારી કરી રાખ્યા સિવાય આપવો નહિ. આમાં લખ્યું છે તે ઉપરાંત છોકરાંને ઝાઝું ગોખાવવું નહિ. આ ઇતિહાસ વગર ચોપડીએ શીખવી શકાય, તેવી રીતે શીખવનારને મોંએ જોઈએ, અને વાર્તારૂપે શિક્ષકોએ શીખવવો જોઈએ. પ્રાન્ત, નદી, નગર, વગેરે સ્થળોનાં નામ જેમ જેમ આવે તેમ તેમ તે નકશામાં દેખાડવાં. ભરતખંડના બીજા દેશો, ત્યાંના રાજા, વગેરે સંબંધી કહેવાનું આવે, ત્યારે ભરતખંડનો નકશો દેખાડવો, તથા સહજ સમજાવવો. આ ઇતિહાસમાં તેમાંના જે જે દેશ, પ્રાન્ત, નદી, નગર, વગેરેનાં નામ આવે તે બતાવતાં. જે શીખવ્યું તેની બીજે દીવસે પરીક્ષા કરી આગળ ચલાવવું. માસ આખરે પાછલું બધું તપાસી જવું. પરીક્ષામાં પણ નકશો પૂછવો.

આ નાની ચોપડીમાં જે જે નવા શબ્દો આવે, તેનો ખરો

ચિતાર છોકરાના મન પર ઠસાવવો. ફક્ત તે શબ્દોના પર્યાય શીખવી રાજી થવું નહિ.

વળી આ ચોપડીમાં જે જે ચિત્રો આપેલાં છે, તે ઉપર છોકરાંનું ખાસ ધ્યાન ખેંચવું. એથી અમુક સમયમાં લોકો કારીગરીમાં એટલે દરજ્જે ચઢ્યા હતા, તે બાળકોના સમજવામાં આવશે.

કેળવણી ખાતાના કોન્ફરન્સના ઠરાવ મુજબ આ ઇતિહાસ વાર્તારૂપ બનાવવામાં આવ્યો છે. ઐતિહાસિક બીનાઓ વાર્તાના રૂપમાં ગોઠવામાં આવી છે, અને સમયનો ક્રમ તૂટે નહિ, માટે બાકીની હકીકત વચમાં વચમાં આપવામાં આવી છે. વંશાવળી આપવામાં આવી છે તે પણ ઉપરનાજ હેતુથી આપી છે. તે છોકરાંને ગોખાવવાની જરૂર નથી, પરંતુ એમાંના જે જે મુખ્ય મુખ્ય સમય આવે તે ઉપર તેમનું ધ્યાન ખેંચવું.

ર. મ. નીલકંઠ.



# ગુજરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ.
## વાર્તારૂપે.

---

### ભાગ ૧લો.

### ગુજરાતનું સામાન્ય વર્ણન.

**૧. મર્યાદા.**—ગુજરાત પ્રાન્ત હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં છે, એની ઉત્તરે કચ્છનો અખાત, તથા રજપુત લોકોનાં રાજ્ય છે, પૂર્વે માળવા અને ખાનદેશ છે, દક્ષિણે અરબી સમુદ્ર તથા થાણા જિલ્લો છે, તથા પશ્ચિમે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર છે.

**૨. પર્વત.**—આબુની હાર, પાવાગઢ, દેવગઢ, ગિરનાર, શેત્રુંજો, બર્ડો, ગિર, અને ચોટીલા, વગેરે મુખ્ય છે.

**૩. નદીઓ.**—બનાસ, સરસ્વતિ, સાબરમતિ, મહી, નર્મદા, તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, દમણગંગા, ભાદર, અને ભોગાવો, એ મુખ્ય છે.

**૪. ભાગ.**—મુખ્ય જાણીતા ભાગ બે થઈ શકે. (૧) કાઠિઆવાડ, (૨) ગુજરાત. કેટલીક જગાનાં વિશેષ નામ કહેવાય છે. **પાટણવાડો, ચુંવાળ, મેવાસ, ભાલ, ચરોત્તર, કાનમ,** અને **પાલ,** વગેરે.

**૫. વિસ્તાર.**—આ પ્રાન્ત આસરે ૨૦૦ ગાઉ લાંબો, અને ૧૨૦ ગાઉ પહોળો છે, તથા તેનું ક્ષેત્રફળ ૬૨,૦૦૦ ચોરસ માઈલ છે.

**૬. વસ્તી.**—આ પ્રાન્તની વસ્તી સુમારે ૮૫,૩૬,૬૭૦ છે. એ વસ્તીમાં ઘણો ભાગ હિંદુ તથા મુસલમાનનો છે. પારસી લોકની વસ્તી પણ કોઈ કોઈ જગાએ છે. હિંદુઓમાં ઘણી ન્યાતો છે, અને તે ન્યાતોમાં ઘણાં તડ પડી ગયાં છે.

૭. **ધર્મ.**—હિંદુ લોકમાં ઘણુંકરીને વૈષ્ણવ, શૈવ, અને સ્વામીનારાયણના ધર્મ મુખ્ય છે. એ સિવાય બીજા પંથો તો ઘણા છે. જૈન ધર્મ પણ કેટલાક માને છે.

૮. **જમીન.**—ગુજરાતની ઘણીખરી જમીન સપાટ અને રસાળ છે. ઈશાન તરફનો અને પૂર્વ તરફનો ભાગ ઉંચાણવાળો અને પહાડી છે, તથા જંગલનો ભાગ પણ તે તરફજ આવેલો છે.

૯. **પેદાશ.**—બધી જાતનાં અનાજ, રૂ, તમાકુ, શેરડી, અફીણ, ગળી, કસુંબી, મીઠું, ખાર, તેલી બી, ઈમારતી લાકડાં, વગેરે નીપજે છે.

૧૦. **ધંધો.**—ગુજરાતના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. તે સિવાય રેશમી તથા સુતરાઉ કાપડ વણવાનું, અફીણનું, ભરતકામ, માટીનાં વાસણ બનાવવાનું, નકશીનું, તથા બીજી કારીગરીનાં કામ લોક જાણે છે.

૧૧. **સ્વભાવ.**—લોક નરમ, શાન્ત, દયાળુ, અને ભોળા છે. પરોણાની ચાકરી કરવામાં ગુજરાતના લોક વખણાય છે. તેઓ રાજ્યના ખરા **વફાદાર** છે. વેપારમાં તેમની આવડત અને સાહસ વખાણવા જોગ છે.

૧૨. **રાજ્ય.**—ગુજરાતમાં સર્વોપરી સત્તા હાલ અંગ્રેજ સરકારની છે; પણ તેમના તાબામાં રહીને કેટલાક દેશી રાજા પોતપોતાના મુલકમાં રાજ્ય ચલાવે છે. દેશી રાજાઓમાં મુખ્ય વડોદરાના ગાયકવાડ સરકાર છે.



# ભાગ ૨જો.

## રજપુત રાજ્યની સમાપ્તિ સુધી.

હાલ આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. રાજ્ય કરનાર હાલ મહારાજાધિરાજ ૫ મા **જ્યોર્જ** છે. તે **ઇંગ્લાંડમાં** રહે છે. એમની ઉંમર હાલ ૪૭ વરસની છે. એમની પહેલાં રાજકર્તા મહારાજા સાતમા **એડવર્ડ** હતા. તેમણે દશ વરસ રાજ કર્યું હતું. એમના પહેલાં



મહારાજા ૫ મા જ્યોર્જ.

રાજ્ય કરનાર એમનાં માતુશ્રી નામદાર **મહારાણી વિક્ટોરિયા** હતાં, તેઓએ ૬૩ વરસ લગી રાજ્ય કરી ૮૧ વરસની લાંબી ઉંમરે સને ૧૯૦૧ માં દેહ મૂક્યો હતો. એમનું રાજ્ય બહુ પ્રતાપી અને કીર્તિવાળું થયું હતું. આ રાજ્યમાં આપણને ઘણી જાતનાં સુખ મળેલાં છે. લોકને માટે રસ્તા, કુવા, તળાવ, નહેરો, દવાખાનાં, નિશાળો, વગેરે થએલાં છે. વળી આગગાડી, તાર, સંચા, વગેરે એમના વખતમાંજ થએલાં છે. દુકાળ તથા મરકીથી પીડાતા લાખો લોકોના જાન બચાવવા અંગ્રેજ સરકાર મહેનત કરે છે. દેશમાંથી ચોરી, ધાડ, લૂંટ બંધ પડી ગયાં છે.


મહારાજા ૭ મા એડવર્ડ.


મહારાણી વિક્ટોરિયા.

પરદેશી દુષ્મનો દેશ ઉપર ચઢી આવી લૂટફાટ કરી શકતા નથી. વેપારરોજગાર સારો ચાલે છે, લોકોને બરોબર ન્યાય મળે છે.

**અંગ્રેજ લોક.**—અંગ્રેજ લોક ઈંગ્લાંડ દેશના રહેવાસી છે. તે દેશ અહીંથી આસરે ૫૦૦૦ માઇલ દૂર છે. એ લોક ૩૦૦ વરસ ઉપર આપણા દેશમાં વેપાર કરવા આવ્યા હતા. તેમાં તેઓ ઘણું કમાયા છે. આ દેશના કેટલાક રાજાઓએ તેમને વેપાર ચલાવવામાં સારી મદદ કરી હતી. આ દેશના રાજાઓ નબળા અને રૈયતને પીડનારા થયા, તથા દેશનો બંદોબસ્ત રાખી શક્યા નહિ, તેમના વખતમાં અંગ્રેજ લોકે પોતાનું રાજ્ય સ્થાપ્યું, અને ધીમે ધીમે વધાર્યું. હાલ તેમના તાબામાં આખું હિંદુસ્તાન છે. હિંદુસ્તાનનો ઘણો ભાગ અંગ્રેજ સરકારનો પોતાનો ખાલસા છે, અને બાકીનો થોડો ભાગ દેશી રાજાઓનો છે; પણ તેમનાં સંસ્થાન ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ છે. ઈંગ્લાંડથી આપણા દેશ પર અમલ કરવા જે સૌથી ઉપરી અધિકારી મોકલવામાં

આવે છે, તે **વાઇસરોય** અને **ગવર્નર જનરલ** કહેવાય છે. તેમનો અમલ ઘણું કરીને દર પાંચ પાંચ વરસે **બદલાય** છે. હાલના ગવર્નર જનરલ **લોર્ડ હાર્ડીંજ** સાહેબ છે.

અંગ્રેજ લોકે મરાઠા રાજા પાસેથી રાજ્ય જીતી લીધું છે. મરાઠાઓએ મુસલમાન બાદશાહો પાસેથી રાજ્ય જીતી લીધુ હતું. મુસલમાન બાદશાહોએ ગુજરાતના રજપુત રાજાઓ પાસેથી રાજ્ય જીતી લીધું હતું.

## વારતા ૧ લી. જાદવ રાજ્ય.

ગુજરાતના વાયવ્ય કિનારે દ્વારકા નામે નગરી છે. એ નગરીમાં ઘણાં વરસ પહેલાં જાદવ ( યાદવ ) નામે રજપુતોનું રાજ્ય હતું. એ વંશમાં કૃષ્ણ નામે બળવાન રાજા થઈ ગયા. એ જાદવોને મદ્યપાનનું બુરૂં વ્યસન લાગવાથી તેઓ તેના કેફમાં માંહો માંહે લડી મુઆ એમ કહેવાય છે. એ લડાઈને **જાદવાસ્થળી** કહેવામાં આવે છે. આ જાદવાસ્થળી કેટલાં વરસ ઉપર થઈ તે વિષે કાંઈ હકીકત જણાઈ આવતી નથી. જાદવાસ્થળીમાંથી બચેલા જાદવો ઉત્તર હિંદમાં જતા રહ્યા. કેટલીક મુદ્દતે તેમણે જેસલમેર વગેરે નાનાં રાજ્ય સ્થાપ્યાં કહેવાય છે. કચ્છના, અને કાઠિઆવાડના કેટલાક રાજાઓ પોતાને જાદવ વંશના કહેવડાવે છે.

જાદવરાજ્ય પછી કેટલેક વરસે મૌર્યવંશના રાજાઓનું રાજ્ય થયું. એ વંશના રાજાઓની સત્તા હિંદુસ્તાનના ઘણા ભાગ પર હતી. **અશોક** નામે પ્રતાપી રાજા એજ વંશમાં થયો છે. ગિરનાર ઉપર અશોકે લેખ કોતરાવેલા છે તે હજુ લગી કાયમ છે.

મૌર્યવંશ પછી કેટલેક વરસે **બાક્ત્રીઅન ગ્રીક** લોકોએ, અને તેમના પછી **ક્ષત્રપ** વંશના રાજાઓએ રાજ્ય કર્યું છે. વળી ત્યારપછી **ગુપ્ત** વંશના રાજાઓએ રાજ્ય કર્યું છે. જુના સિક્કા અને લેખો ઉપરથી આ બધી હકીકત મળી આવી છે.

એ રાજ્ય પછી રજપુતોનું જુનામાં જુનું રાજ્ય વલ્લભિપુરનું જાણવામાં આવ્યું છે, માટે આપણા દેશનો ઇતિહાસ વલ્લભિરાજ્યથી શરૂ થાય છે.

## વારતા ૨ જી. વલ્લભિરાજ્ય.

**વલ્લભિપુર.**—એ શહેરનું ખંડેર ભાવનગરની ઉત્તરે દશબાર ગાઉ ઉપર **વળા** ગામની થડમાં છે. મોટા રજપુત રાજ્યની એ રાજધાની હતું. એ રાજ્યનો વિસ્તાર ૧૩૦૦ ચો. માઇલ હતો. એના અધિપતિ પ્રથમ કોઈ મોટા રાજ્યના સેનાપતિ અને તાબેદાર હતા; પણ ઉપરી રાજ્યનું જોર ઘટવાથી તેઓ સ્વતંત્ર થયા. **ભટ્ટાર્ક ગુર્જર** નામે સરદારે એ વંશની સ્થાપના કરી હતી. તેની જાત ઉપરથી દેશનું નામ ગુજરાત પડ્યું એમ કહેવાય છે. એ વંશના રાજાઓએ ઇ. સ. ૫૦૯ થી ઇ. સ. ૭૬૬ સુધી વલ્લભિપુરની ગાદી ભોગવી છે. એ રાજ્ય ક્યારે સ્થાપ્યું, અને એ નગર ક્યારે વસ્યું, તથા ક્યારે અને શી રીતે નાશ પામ્યું, તે બરાબર જાણવામાં આવ્યું નથી; પણ એનાં ખંડેરો ઉપરથી જણાય છે કે તે ઘણું મોટું અને શોભીતું શહેર હશે, તથા તેમાં પૈસો પણ ઘણો હશે; કેમકે વલ્લભિપુરનાં ખંડેરો જે હાલ જોવામાં આવે છે તે ઉપરથી ધારી શકાય છે કે તે નગર પાંચ માઇલ ઘેરાવામાં હશે. **ઘેલારો** નામે નાની નદી તેની થડમાં વહે છે. ચોમાસાના પુરથી જમીનનું ખોદાણ થાય છે, ત્યારે મકાનોના પાયા, મૂર્તિઓ, જુના સિક્કા, વગેરે મળી આવે છે. તે ઉપરથી માલમ પડે છે કે તે ઘણાં વિસ્તારવાળાં અને સુંદર બાંધણીનાં હોવાં જોઈએ. બૌદ્ધધર્મીઓના ઘણા મઠ એ નગરીમાં હતા, તથા કરોડપતિઓની સંખ્યા સો કરતાં વધારે હતી.

વલ્લભિપુરની ગાદીએ ૧૯ રાજાઓ થયા. તેઓ વિદ્વાનોને આશ્રય તથા ગરીબોને દાન આપતા; તેઓ વેદધર્મી અને શૈવમાર્ગી હતા. એના છેલ્લા છ રાજાઓ **શિલાદિત્ય** નામથી ઓળખાય છે. છેલ્લા રાજાના સમયમાં બૌદ્ધ તથા જૈન

સાધુઓ વચ્ચે ધર્મ સંબંધી ઝગડો ચાલ્યો હતો. એક વખત જૈન સાધુઓને દેશ તજવો પડયો હતો, . પણ પાછળથી તેમની ચડતી થઈ, એટલે તેઓએ બૌદ્ધોને હમેશને માટે પોતાનો આ દેશ તજાવ્યો. હાલ બૌદ્ધો આપણા દેશમાં નથી. પણ ચીન તથા જાપાન વગેરે દેશોમાં છે.

## વારતા ૩ જી. કાકુ.

વલ્લભિપુરના નાશ વિષે એવી દંતકથા ચાલે છે કે કાકુ નામે એક મારવાડી વેપારી એ શહેરમાં વેપાર કરવા આવ્યો હતો. વેપારમાં તે ઘણા પૈસા કમાયો. તેની દીકરી પાસે એક જડાવ કાંસકી હતી, તે કાંસકી રાજાની કુંવરીએ માગી. કાકુની દીકરીએ તે ન આપી. આથી રાજા ગુસ્સે થયો, ને પોતે તે કાંસકી બળાત્કારે છીનવી લીધી. આ ઉપરથી કાકુને રીસ ચઢી. તેણે કોઈ પરદેશી રાજાને ઘણા પૈસા આપવા કરી વલ્લભિનગર ઉપર ચઢાઈ કરાવી. તે રાજાએ આવી વલ્લભિનગરનો તથા રાજ્યનો નાશ કર્યો. [1]આથી કાકુ બહુ રાજી થયો. પોતે મોટી પદવીની આશા રાખી બેઠો; પણ તેની આશા પાર પડી નહિ. તે પરદેશી રાજાને એમ જણાયું કે જે માણસે પોતાના દેશને આટલું બધું નુકસાન કરાવ્યું તે આપણને શું ન કરે! એમ ધારી તેનો નાશ કરાવ્યો.[2]

## વારતા ૪ થી. જયશિખર ચાવડો.

વલ્લભિરાજ્યના તૂટયા પછી ચાવડા રજપુતોનું રાજ્ય પંચાસરમાં થયું. એ શહેરનાં ખંડેર હાલ ઝાલાવાડની ઉત્તરે કચ્છના નાના રણને કાંઠે છે. એ રાજ્ય કોણે અને ક્યારે સ્થાપ્યું તે જાણવામાં આવ્યું નથી, પણ ઇ. સ. ૬૯૬ માં ત્યાં

---

૧. નાના શત્રુથી પણ કોઈ વખત ભારે નુકસાન થાય છે એ વાત છોકરાંના લક્ષમાં ઠસાવવી.

૨. માણસ જેવું કામ કરે છે તેવુંજ ફળ ભોગવે છે તે કાકુની વાતથી સાબિત થાય છે.

જયશિખર નામે રાજા રાજ્ય કરતો હતો. એ વેળા કનોજ દેશના કલ્યાણી નગરમાં સોલંકી (ચૌલુક્ય) વંશનો **ભુવડ** નામે મોટો બળવાન અને પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. એના રાજ્યમાં ૧૬ મોટા જોદ્ધા હતા, તેમાં સૌથી મોટો **મીર** હતો. ભુવડ રાજા એમ જાણતો હતો કે ગુજરાત મારા તાબાનો મૂલક છે. પણ એક વખત ગુજરાતથી **શંકર નામે** કવિ ભુવડના દરબારમાં ગયો. ભુવડે વિદ્વાનોની સભા મેળવી, તેમાં શંકર જીત્યો. આથી ભુવડે તેને શિરપાવ આપવા માંડયો, પણ તે વખત તેણે પોતાના રાજા જયશિખરનાં તથા પોતાની ગુજરાતનાં ભારે વખાણ કર્યાં. ગુજરાત આપણા તાબાનો મૂલક નથી એ વાત ભુવડે ત્યારેજ જાણી. આથી તેણે ગુજરાત જીતવાને લશ્કર મોકલ્યું. મીરને તેનો સેનાપતિ ઠરાવ્યો. મોટું લશ્કર પંચાસરથી થોડા ગાઉ ઉપર આવી પહોંચ્યું ત્યાં લગી કોઈએ તે મોટા લશ્કરને અટકાવ્યું નહિ. તે લશ્કરે આસપાસનાં ગામ બાળવા તથા લૂંટવા માંડયાં, એ વાત જ્યારે જયશિખરના જાણવામાં આવી, ત્યારે તેણે મીરને ઠપકો કહેવરાવ્યો. તેના ઉત્તરમાં મીરે કહાવ્યું, કે **'બળ હોય તો સામો લડવા આવ, નહિ તો અમને આવીને નમ.'** જયશિખરે પોતાના સરદારોને એકઠા કર્યા, પણ તેમાં પોતાનો સેનાપતિ સુરપાળ ન દેખાયો. તે તો મીરની વાત પોતાને કાને પડતાંજ પોતાનાં વીણી કાઢેલાં થોડાંક માણસો લઈ મીરના લશ્કર ઉપર તૂટી પડવાની તૈયારી કરવા ગયો હતો. લાગ જોઈ મીરના લશ્કર ઉપર એકદમ વાઘની પેઠે તે તૂટી પડયો, ને મીરનું લશ્કર ઘાસની પેઠે કાપી નાખ્યું. બચેલું થોડું લશ્કર લઈ મીર પાછો પોતાને દેશ ગયો. આ માઠા સમાચાર ભુવડને મળ્યા એટલે પોતે જાતે જબરું લશ્કર લઈ ગુજરાતમાં આવ્યો. જયશિખરને તેણે પંચાસરમાં ઘેર્યો. પંચાસર ડુંગર ઉપર નહોતું, તેથી ત્યાં ડુંગરી કિલ્લો કે ગઢ નહોતો. પણ શત્રુના અને લુંટારાના બચાવ માટે તેને ફરતો પાકો કોટ હતો. ઘેરો બાવન દિવસ લગી ચાલ્યો; ભારે લડાઈઓ

થઇ; અને બેઉ તરફના હજારો લડવૈયા કતલ થયા. અંતે જયશિખરના લડવૈયા ખુટવાથી અને તેના રણમાં પડવાથી પંચાસર ભુવડને હાથ ગયું, ને તેનો અમલ ગુજરાત ઉપર બેઠો. તેણે સોરઠ તથા કચ્છના રાજાને તાબે કર્યા, તથા આસપાસના નાના રાજાઓ અને ઠાકોરોને તાબે કરી તેમની પાસેથી દર વરસે ખંડણી લેવાનો આંકડો ઠરાવી પોતે કલ્યાણી ગયો; ને ગુજરાતનું રાજ્ય ચલાવવા એક પ્રધાન નીમ્યો.

## વારતા ૫ મી. રાણી રૂપસુંદરી.

જયશિખર મરાયો તે વખતે પટરાણી રૂપસુંદરી ભારેવાઇ હતી. જયશિખરે તેને તેના ભાઈ સુરપાળની જોડે પ્રથમથીજ વનમાં મોકલી દીધી હતી. તેને નિર્ભય જગાએ મૂકીને પાછા આવતાં માર્ગમાં પંચાસર જીતાયાની, અને જયશિખરના રણમાં પડવાની વાત સાંભળી સુરપાળ સોરઠના ડુંગરમાં ભરાયો. વનમાં રૂપસુંદરીનું રક્ષણ એક ભીલડીએ કર્યું. એ ભીલડી એવી ભલી હતી કે તેણે રૂપસુંદરીની સારી બરદાશ કરી. વૈશાખી પુનમે રાણીને કુંવર સાંપડયો. રાજપુત્રનો જન્મ વનમાં થયો, માટે તે કુંવરનું નામ **વનરાજ** પાડયું. કુંવર ૭ માસનો થયો ત્યારે **શિલગુણસુરી** નામે રૂડો જતી ત્યાં આવ્યો. જયશિખરની રાણી અને કુંવર જાણી તે તેમને પોતાને અપાસરે તેડી ગયો. વનરાજ અહીં ઉછર્યો. એ રાણી જેટલી મુદત વગડામાં રહી, તે દરમ્યાન તેને મહા સંકટ વેઠવાં પડયાં. ભુવડનાં માણસો તેની ખોળ કર્યા કરતાં, તેથી એ બાઈને વારે વારે જુદી જુદી જગાઓમાં સંતાઈ જવું પડતું, અને ભીલ લોક વગડાઉ ફળફુલ ખાવા આપતા. વળી કોઈ વખત ખાવાનું પણ ન મળે, એવી હાલતમાં એ બાઈએ પોતાના દિવસ ગુજાર્યા ને વનરાજને ઉછેર્યો. આવી ધીરજવાળી તે હતી. **ગમે તેટલું દુઃખ પડે પણ ધીરજ છોડવી નહિ.** તે રૂપસુંદરીની વાતથી જણાશે.

## વારતા ૬ ઠ્ઠી. વનરાજ ચાવડો.

બહારવટાનાં* દુઃખ વેઠી શકે એટલી ઉમરનો વનરાજ થયો ત્યારે તેનો મામો સુરપાળ તેને પોતાની જોડે પહાડો અને જંગલોમાં તેડી ગયો. ઘણી વાર વનરાજનું શૂર તથા ચતુરાઈ જોઈ સુરપાળ રાજી થતો. થોડેક વરસે સુરપાળ મરી ગયો. મામાના મરણથી વનરાજને તેની જબરી ઓથ ગઈ, પણ નવા મિત્રોની સંખ્યા વધવાથી, તથા પોતાના પરાક્રમથી તે ટકી રહ્યો. હવે તેણે રાજ્યપદ ધારણ કર્યું; પણ ઘણાં વરસ લગી મૂલક વગરનો માત્ર નામનો મહારાજા રહ્યો. ભુવડ રાજાનું જોર વધારે હોવાથી તેને ઘણાં વરસ વગડામાં ભટકવું પડયું. ભુવડે ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મિનલદેવીને આપી હવી. તે બાઈની તરફનાં માણસો ખંડણી ઉઘરાવી બહુ ધન, ઘોડા, વગેરે લઈ જતાં હતાં, તેમના પર હુમલો કરી વનરાજે તે સઘળું પડાવી લીધું, ને તે વડે નવું શહેર બંધાવી ત્યાં પોતાની રાજધાની કરી; ઈ. સ. ૭૪૬. ઘરડાં માજી રૂપસુંદરી, અને ગુરુ શિલગુણસુરી હજી જીવતાં હતાં. તેમને માનપૂર્વક ત્યાં આણી રાખ્યાં. અણહિલ નામે ભરવાડે વગડામાં રસ્તા અને સંતાવાની જગાઓ બતાવી હતી, તથા બીજી પણ સેવા બજાવી હતી, તેના બદલામાં વનરાજે એ નગરનું નામ **અણહિલપુરપાટણ** પાડયું. ત્યાંના પંચાસરા પારસનાથના દેરામાં વનરાજનું બાવલું હજી લગી ઊભું છે.

**શ્રીદેવી** નામે વાણિયણે તેની પરોણા ચાકરી વગેરે કરી સહાયતા આપી હતી, તેને હાથે રાજ્યાભિષેક વેળા તિલક કરાવ્યું. **ચાંપો** નામે વાણિયો વનવાસમાં તેનો કારભારી હતો, તેને પ્રધાન નિમ્યો. આ પ્રમાણે આ મહાન્ રાજાએ પોતાના કરેલા ઉપકારનો બદલો વાળ્યો. એ પ્રધાને

---

* કોઈની જાગીર કે ગામ કોઈ રાજા ખુંચાવી લે, ત્યારે તે પાછી મેળવવાને તેના રાજ્યમાં ચોરી, લુટફાટ, વગેરે કરી તેને કાયર કરવાને બહાર નીકળી પડે તેને બહારવટે નીકળ્યા કહેવાય છે.

પાછળથી ચાંપાનેર વસાવ્યું કહેવાય છે. એ નગર હાલમાં પંચમહાલ જિલ્લામાં પાવાગઢ (પવનગઢ) ની તળેટી આગળ




વનરાજ ચાવડા.

હતું. એ શેહેરનો ઘેરાવો ૧૧॥ ગાઉનો હતો, તેનાં ખંડેરો હાલ જોવામાં આવે છે. એ શહેરની વસ્તી તૂટીને અમદાવાદમાં આવી છે. અણહિલપુરની ગાદી સ્થાપ્યા પછી સદ્ગુણી રાજા વનરાજે ૬૦ વરસ રાજ્ય કર્યું, અને ૧૧૦ વરસની ઉંમરે ઈ. સ. ૮૦૬ માં દેહ મૂક્યો.

ચાવડા વંશના મહારાજાનાં નામ તથા તેમના અમલનાં વરસ નીચે પ્રમાણે[1].

---

૧ આ વંશાવળી છોકરાને ગોખવાની નથી. માત્ર સમયનું ભાન કરાવવા સારૂ આપી છે. આવી વંશાવળીથી ઇતિહાસનો ક્રમ સચવાય છે.

કોઈ ઇતિહાસકર્ત્તા આ વંશાવળીને નીચેના ક્રમમાં ગોઠવે છે.

| | | |
|---|---|---|
| वनराज ... ... ... ... | इ० स० | ७६५—७८० |
| योगराज ... ... ... ... | ,, | ८०६—८४२ |
| रत्नादित्य ... ... ... ... | ,, | ८४२—८४६ |
| वैरसिंह ... ... ... ... | ,, | ८४६—८५६ |
| क्षेमराज ... ... ... ... | ,, | ८५६—८८१ |
| भुवड ... ... ... ... | ,, | ८८१—९०८ |
| सामंतसिंह (घाघड)... ... ... | ,, | ९०८—९३७ |

વનરાજ પછી ૨૬ વરસ લગી કોણે રાજ્ય કર્યું તે જણાવ્યું નથી.

| | | |
|---|---|---|
| वनराज ... ... ... ... | इ० स० | ७४६—८०६ |
| योगराज ... ... ... ... | ,, | ८०६—८४२ |
| क्षेमराज ... ... ... ... | ,, | ८४२—८६६ |
| भुवड ... ... ... ... | ,, | ८६६—८९५ |
| वैरिसिंह ... ... ... ... | ,, | ८९५—९२० |
| रत्नादित्य ... ... ... ... | ,, | ९२०—९३५ |
| सामंतसिंह ... ... ... ... | ,, | ९३५—९४२ |

## વારતા ૭ મી. યોગરાજ.

**યોગરાજ** વનરાજના જેવો પ્રતાપી રાજા હતો. તેણે રાજ્યમાં અને ઉપજમાં વધારો કર્યો, અને લોકને સુખી કર્યા. વળી લડાઇમાં શૂરો અને ચતુર હતો, તેમ ભણેલો પણ હતો. એના વખતમાં સોરઠકાંઠાના સોમનાથ પાટણના બંદરે દેશાવરથી માલ ભરીને પરદેશી વેપારીઓ વહાણો લાવ્યા હતા. તે વહાણોમાં ૧૦,૦૦૦ ઘોડા, અને ઘણા હાથી, અને લાખો રૂપીઆનો બીજો માલ હતો. ક્ષેમરાજે પોતાના બાપને પૂછ્યું કે અમે એ વહાણો લૂટીએ ? બાપે ના કહી, તોપણ ક્ષેમરાજે તે વહાણો લુટયાં. આથી તેણે તેને ઠપકો આપ્યો કે ગુજરાતના રાજા ચોર લોક ઉપર રાજ્ય કરે છે, આવી કહેતી બીજા રાજાઓમાં ચાલે છે, તે દૂર કરવાને મેં આટલા દિવસ મહેનત કરી તે સઘળું તમે આજ ખોઇ મેળવ્યું, એમ કહી પેલા વેપારીઓને નુકસાન ભરી આપ્યું. આ વાત લોકાએ જાણી ત્યારે તેઓ રાજાને કહેવા ગયાં કે કુંવરને શા માટે ઠપકો આપો છો; ત્યારે તેણે કહ્યું, કે જો ઠપકો નથી આપતો ને તેના કામને વખાણું છું તો હું પાપી ઠરૂં છું, ને નથી વખાણતો તો તેમને માઠું લાગે છે, એમ કહી પોતે ચિતા ખડકાવી બળી મુઓ. રાજાનું કામ દેશનું રક્ષણ કરવાનું છે, એ વાત યોગરાજના સમજવામાં હતી, તે આ ઉપરથી સાબિત થાય છે.

**ક્ષેમરાજ.** એ લોભી હતો તે એની વહાણ લૂટયાની વાતથી જણાય છે, વળી તે સ્વભાવે પણ ક્રોધી હતો.

**રત્નાંદિત્ય.** પોતાનું વચન પાળનારો, શૂરો, અને સાચો રાજા હતો. તે શરીરે બળવાન હતો, તેણે લુચ્ચા, ચોર, ઠગારા, વગેરે ગુનેહગારોને દેશમાંથી હાંકી કાઢી પ્રજાને સુખ આપ્યું.

**સામંતસિંહ.** ચાવડા વંશનો આ છેલ્લો રાજા નબળો તથા દુર્ગુણી હતો. એના પછી વનરાજના કુળની કન્યાના વંશમાં ગુજરાતની ગાદી ગઈ. વનરાજના પુરુષવંશમાં તે છેલ્લો રાજા હતો. સામંતસિંહને દારૂનું બુરૂં વ્યસન વળગ્યું હતું. કહે છે કે દારૂની કેફમાં તેણે પોતાનું રાજ્ય મૂળરાજને લખી આપ્યું, પણ કેફ ઉતરી ગયા પછી તેણે તે વાત નાકબુલ કરી. આથી મૂળરાજ કેટલાક સરદારો સાથે સંપ કરી તેની સામો થયો, ને તેને મારી તેનું રાજ્ય લીધું. **દારૂથી કેવી ખરાબી થાય છે તે સામંતસિંહની વાતથી** સમજાશે.

કનોજના રાજા **ભુવડની** સાતમી પેઢીએ **ભુવનાદિત્ય** નામે રાજા થયો. તેને ત્રણ કુંવર હતા. રાજ, બીજ, અને દંડક. એઓ પ્રભાસપાટણમાં સોમનાથની જાત્રા કરીને પાટણ આવ્યા. એ ત્રણેમાં રાજ સૌથી હોશિઆર હતો, માટે સામંતસિંહે તેની વેરે પોતાની બેન લીલાદેવી પરણાવી. એ લીલાદેવી ભારેવાઈ હતી, તેવામાં મરણ પામી. મરી ગએલી લીલાદેવીના પેટમાં બાળક જીવતું હતું, એ વાત જાણવામાં આવી, એટલે તેનું પેટ ચીરાવી તેમાંથી બાળક કાઢયો.* તે જીવતો નીકળ્યો. આ વખતે **મૂળ નક્ષત્ર** હતું. તેથી એ કુંવરનું નામ **મૂળરાજ** પાડ્યું.

---

*શસ્ત્રવિદ્યાનો ઉપયોગ કરનાર, તથા વહાડકાપનાં દેશી ઓજારો આ વખતે હતાં એવું જણાય છે. હાલ ભારેવાઈ સ્ત્રીઓનાં મરણ થતાં તેના પેટમાંથી બાળક કાઢતા ન. તેથી ઘણા જીવની હાનિ થાય છે.

સોલંકી ( ચૌલુક્ય ) વંશના ૧૧ રાજાનાં નામ અને તેમના અમલનાં વરસ નીચે પ્રમાણે.—

| | | |
|---|---|---|
| मूळराज ... ... ... ... | इ० स० | ९४२—९९७ |
| चामुंड ... ... ... ... | ,, | ९९७-१०१० |
| वल्लभसेन ... ... ... ... | ,, | १०१०-१०१० |
| दुर्लभसेन ... ... ... ... | ,, | १०१०-१०२२ |
| भीमदेव पहेलो ... ... ... | ,, | १०२२-१०७२ |
| करण... ... ... ... ... | ,, | १०७२-१०९४ |
| सिद्धराज जयसिंह ... ... | ,, | १०९४-११४३ |
| कुमारपाळ ... ... ... ... | ,, | ११४३-११७४ |
| अजेपाळ ... ... ... ... | ,, | ११७४-११७७ |
| मूळराज बीजो ... ... ... | ,, | ११७७-११७९ |
| भीमदेव बीजो (भोळोभीम) ... | ,, | ११७९-१२४१ |
| त्रिभोवनपाळ... ... ... ... | ,, | १२४१-१२४२ |

## વારતા ૮ મી. મૂળરાજ.

મૂળરાજ બુદ્ધિમાન અને પરાક્રમી, પણ લોભી અને પાપી હતો. ગાદી મેળવવાને તેણે બંડ કરી પોતાના મામાને મારી નાખ્યો, અને મોસાળપક્ષમાંથી કોઈ પણ ગાદીનો વારસ થવા ન આવે માટે તે સર્વના જીવ લીધા. *ચાવડાની પાટે મૂળરાજ સોલંકી વગર હકે ગાદી ઉપર બેઠો; તે પરથી ઉત્તરેથી અજમેરનો+ રાજા તેના પર ચઢી આવ્યો. મૂળરાજ પાટણ છોડી પોતાના કંથકોટના કિલ્લામાં જઈ ભરાયો. મૂળરાજે ધાર્યું કે ચોમાસું નજીક આવે છે, તેથી અજમેરનો રાજા પોતાની મેળેજ થાકીને પાછો જશે. એની એ ધારણા ખોટી પડી.

---

*માણસ એકવાર કાંઈ ખોટું કામ કરે છે તો તેને પછી તેના સંબંધનાં ઘણાં ખોટાં કામ કરવાં પડે છે, તે મૂળરાજના કૃત્યથી સાબીત થશે.

\+ અજમેર હાલનું નામ છે. પહેલાં તેને સાંભર કે નાગોર કહેતા.

અજમેરના રાજાએ સાહિત્યની પૂરી તૈયારી કરી રાખી, ને દશેરા પછી લડાઈ કરવાનું નક્કી કર્યું. એવામાં દક્ષિણ ભણીથી તેલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને સવારી કરવા મોકલ્યો. એકી વખતના આવી પડેલા આ બે ભયથી બચવાને મૂળરાજે પહેલા શત્રુને ધન આપી પાછો વાળ્યો, ને બીજાને લડાઈમાં હરાવી નસાડયો.

મૂળરાજના તાબામાં ખંડીઆ રાજા હતા, તેમાંના કેટલાકે તેની આણ માની નાહ, તેમાં સોરઠનો રાજા ગ્રહરિપુ સ્વતંત્ર થઈ પ્રભાસમાં સોમનાથની જાત્રા જનારને લૂંટવા લાગ્યો. ગ્રહરિપુના પક્ષમાં તેના તાબાના કેટલાક રાજાઓ, તથા કચ્છનો રાજા લાખો હતા, તેથી તેની પાસે જબરૂં લશ્કર થયું. આથી મૂળરાજે ન ગભરાતાં લડાઈ કરી. ગ્રહરિપુ અને લાખો રણમાં પડયા, અને મૂળરાજની જીત થઈ. આ જીતથી બીજા ખંડીઆ રાજાઓએ મૂળરાજની આણ માની, અને તેને ભારે ભેટ મોકલી. લાટ* દેશના રાજાએ ભેટમાં એક ખોડવાળો હાથી મોકલ્યો. મૂળરાજે તે ભેટ કબુલ ન કરી, અને જાણીબુજીને તેણે પોતાનું અપમાન કર્યું એમ ધારી તેનું વેર લેવાનું નક્કી કર્યું. મૂળરાજ અને તેનો પાટવી કુંવર ચામુંડ તેના પર ચડયા, ને તેને જીત્યો. આ લડાઈમાં કુંવરની બહાદુરી જોઈ તેના પર મૂળરાજ બહુ ખુશ થયો. મૂળરાજનો અમલ આબુથી નર્મદાની દક્ષિણ લગી ફેલાએલો હતો. વળી કચ્છ દેશ પણ તેના તાબામાં હતો. એણે કેટલાંક મહાદેવનાં દહેરાં બંધાવ્યાં હતાં, તથા સિદ્ધપુરમાં રૂદ્રમાળ નામે મોટું દહેરૂં ચણાવવા માંડયું, પણ તે એના વખતમાં પૂરૂં થયું નહિ. મોસાળીઆંની હત્યા કર્યાને માટે તેને ઘડપણમાં ઘણો પસ્તાવો થયો. એ મહા પાપથી છૂટવાને તેણે ઘણી જાત્રાઓ કરી, તથા બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં. વધારે વિદ્વાનોનો ખપ

*લાટદેશ ઘણું કરીને મહી અને નર્મદાની વચ્ચેનો મૂલક હતો.

પડવાથી તેણે ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા. એ બ્રાહ્મણોના વંશજો આજે પણ ઔદિચ્ય ( ઉત્તરના ) કહેવાય છે. તેઓને ખંભાત તથા સીહોર દાનમાં આપ્યાં.

**ચામુંડ.**—તેર વરસ અમલ કરીને રાજપાટ પોતાના વડા કુંવર વલ્લભસેનને આપીને પોતે કાશીએ જઈ રહ્યો.

**વલ્લભસેન.**—એ રાજા દયાળુ અને સાચું બોલનાર હતો. ગાદીએ બેઠા પછી થોડા વખતમાં તે શીતળાના રોગથી મરણ પામ્યો. આથી ચામુંડે પોતાના બીજા કુંવર દુર્લ્લભસેનને ગાદીએ બેસાડયો ને પોતે શુક્લતીર્થ જઈ રહ્યો, ને ત્યાંજ મરણ પામ્યો. ગૌશીતળા કાઢવાનો ઇલાજ એ વખતે હોત તો વલ્લભસેનના જીવનું જોખમ થાત નહિ.

**દુર્લ્લભસેન.**—એણે રાજ્ય ઠીક ચલાવ્યું. એના વખતમાં એના રાજ્યની આજુબાજુ મુસલમાન લોક ચઢી આવી ભારે નાશ કરતા હતા, તેની અગમચેતી ન રાખતાં ઘણા પૈસા તળાવ તથા દહેરાં પાછળ ખર્ચ્યા. પરદેશી દુશ્મનો ગમે તે વખતે ચઢી આવે, તેની સામા થવાની જોઈએ તેવી તૈયારી કરી રાખી નહિ, તેથી તેનાં બુરાં ફળ તેની પછીના રાજાઓને ચાખવાં પડયાં.

## વારતા ૯ મી. ભીમદેવ.

દુર્લભસેન પછી ચામુડના ત્રીજા કુંવર નાગરાજનો દીકરો ભીમદેવ ( ભીમ બાણુવળી ) ગુજરાતનો રાજા થયો. એના અમલમાં સને ૧૦૨૪ માં ગિઝનવીના પ્રખ્યાત મુસલમાન સુલતાન મહમદે ગુજરાત પર સવારી કરી. આ આંધી ઓચિંતી ચઢી આવી તેથી તેની સામા થવાની તૈયારી થઈ શકી નહિ, માટે ભીમદેવ પ્રભાસપાટણ આગળ એક લડાઈ

લડી કચ્છ ભણી નાસી પોતાના કંથકોટના કિલ્લામાં જઈને ભરાયો.

પ્રભાસપાટણમાં સોમનાથનું ભભકાદાર અને વિસ્તીર્ણ દહેરૂં હતું. ત્યાં હંમેશાં ઘણા જાત્રાળુ આવતા. પૂજારી પણ ઘણા હતા. શહેરને ફરતો કોટ પણ હતો. મહમુદ ઓચિંતો આવવાથી કિલ્લાના માણસોએ દરવાજા બંધ કરીને તેને માંહે પેસતો રોકયો. બીજે દિવસે કાઠી રાજાઓ તથા ભીમદેવ આવી પહોંચ્યા. તેમણે બહાદુરીથી લડાઈ કરી, પણ તેઓ આખરે ફાવ્યા નહિ, ને મહમુદનો જય થયો. આથી મહમુદ શહેરમાં દાખલ થયો, અને દહેરામાં પેઠો. ઘરેણાં વગેરે ત્યાંના ઠાઠથી તે આશ્ચર્ય પામ્યો. તેણે સોમનાથ મહાદેવની મૂર્તિ ભાગવાનો વિચાર કર્યો. પૂજારીઓએ એ મૂર્તિ ન ભાગવા માટે બહુ દ્રવ્ય આપવા કહ્યું, પણ મહમુદે તે ન સ્વીકારતાં સોમનાથ મહાદેવનું શિવલિંગ તોડી કડકા કર્યા. તે કડકા **મક્કે** તથા **મદીને** મોકલાવી દીધા. આ લૂંટનું કામ પૂરૂં કરી મહમુદ ત્યાંથી ઉપડી કંથકોટને ઘેરો ઘાલવા ગયો, પણ ભીમદેવ ત્યાંથી નીકળી નાઠો હતો. મહમુદના લસ્કરે લોકોના જાનમાલનો ઘણો નાશ કર્યો. એ તોફાન ગયા પછી ભીમદેવે આવી પોતાનું રાજ્ય લીધું.

ભીમદેવ ચોર પકડવામાં અને ગુનેહગારોને સજા કરવામાં સારો હતો. વળી લડાઈમાં પણ ચતુર અને શૂરો હતો. એણે સિંધ દેશ ઉપર સવારી કરી જય મેળવ્યો તથા ચેદીના રાજા કરણને નમાવ્યો. આ સમયે માળવાની ગાદીએ વિદ્વાનોને આશ્રય આપનાર પ્રખ્યાત **ભોજ** નામે રાજા રાજ્ય કરતો હતો. ગુજરાતના રાજાને અને ભોજને અણબનાવ ચાલતો હતો. ભીમદેવે જ્યારે સિંધ ઉપર સ્વારી કરી, ત્યારે ભોજે પોતાના સેનાપતિ કુલચંદને અણહિલપુર મોકલ્યો. તેણે આવી પાટણ લૂંટયું, તથા મહેલો વગેરે બાળી

ઘણું નુકસાન કર્યું. આ કારણથી ભીમદેવ અને ભોજને વેર વધતું ગયું. ભીમદેવે કાશીના કરણ રાજા જોડે મળી ભોજ સાથે લડાઈ જોડી; પણ લડાઈ ચાલતી હતી તેવામાં ભોજ રાજા મરણ પામ્યો. તેના મરણ પછી કરણે માળવાની રાજધાની ધારા નગરીનો ભંડાર લૂંટ્યો, પણ લૂંટનો ભાગ ભીમદેવને ન આપ્યો.

મહમુદના મુઆ પછી તેના દીકરાઓની તકરારમાં તેનું રાજ્ય ભાંગી પડવાની તૈયારીમાં હતું. આ સારી તકનો લાભ લેવાનું અજમેરના રાજા વિશળદેવે ધાર્યું. ભરતખંડના જે ભાગ મુસલમાનોએ જીત્યા હતા, તે પાછા લેવાને વિશળદેવ રાજાની આગેવાની નીચે બીજા રજપૂત રાજા એકત્ર થઈ ચડયા હતા. તેમાં ભીમ ભળ્યો નહિ. તેથી તેને સજા કરવાને વિશળદેવ ગુજરાત ઉપર ચઢી આવ્યો. ભીમ તેની સામે લડવા ગયો પણ હાર્યો. જે ઠેકાણે લડાઈ થઈ હતી, તે ઠેકાણે ભીમદેવના પ્રધાને વિસળનગર વસાવવા દેવાનું તથા ઘણું ધન આપવાનું કબુલ કરી તેને પાછો વાળ્યો. વિશળદેવે જે ઠેકાણે પોતાનો જય થયો હતો ત્યાં કીર્તિસ્થંભ ચણાવ્યો.

ભીમ એકસંપ થઈ મુસલમાનોની સામે થવાને વિશળદેવ સાથે પ્રથમથીજ ભળ્યો હોત, તો તેઓ તેમને હાંકી કાઢી શકત. ભીમદેવના વખતમાં **વિમળશા નામે** મોટો ધનાઢ્ય શ્રાવક હતો, તેણે આબુ ઉપર દેલવાડામાં, અને આરાસુર ઉપર કુંભારીઆમાં આરસપહાણનાં મોટાં અને સુંદર દહેરાં બંધાવ્યાં છે. ભીમદેવને ત્રણ કુંવર હતા, તેમનાં નામઃ—ક્ષેમરાજ, કરણ, અને મૂળરાજ. ઘડપણનો વખત ઈશ્વરભક્તિમાં કાઢવાનો વિચાર કરી તેણે પોતાનું રાજ્ય વડા કુંવર ક્ષેમરાજને આપવા માંડયું, પણ તેણે બાપની સાથેજ તીર્થમાં જઈ રહેવાની ઇચ્છા જણાવ્યાથી બીજા કુંવર કરણને રાજ્ય મળ્યું.

## વારતા ૧૦ મીં. કરણ.

આ રાજાએ ધંધુકા, અશાવળ,* મહેવાસ+ વગેરેના કોળી



કરણસાગર.

રાજાઓને વશ કરી રાજ્ય મજબૂત કર્યું. પાટણની દક્ષિણે થોડા ગાઉ ઉપર મોઢેરા ગામ છે. ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું, તથા બીજે ઠેકાણે દહેરાં ચણાવ્યાં. મોઢ બ્રાહ્મણો તથા મોઢ વાણીઆઓની મૂળ જગા એ મોઢેરા ગામમાં હતી. વળી તેણે કરણાવતી નગરી વસાવી. તે કયાં હતી તે નક્કી જણાયું નથી. પણ અમદાવાદની પાસે **રણમુકતેશ્વર** મહાદેવની જગા છે તે ઉપરથી કેટલાકનું ધારવું એવું થાય છે કે તે નગરી

* અમદાવાદની થડમાં હાલમાં અસારવા ગામ છે તે હશે કે કાંઈ બીજું.
+ મહી નદીનો મુલક મહેવાસ કહેવાય છે.

અમદાવાદની પાસેજ હશે. વળી ગિરનાર ઉપર તેણે એક દહેરૂં બંધાવ્યું છે તે હજુ લગી કાયમ છે.

એ દક્ષિણના ચંદ્રપુરના રાજાની કુંવરી મીનલદેવી વેરે પરણ્યો હતો. એ રાણીને સિદ્ધરાજ જયસિંહ નામે પ્રતાપી પુત્ર અવતર્યો.* કુંવર ત્રણ વરસનો થયો તેવામાં કરણ મરણ પામ્યો.

## વારતા ૧૧ મી. મીનલદેવી.

કરણ રાજા મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજ બાળક હતો, તેથી ગાદીને માટે ટંટો ઉઠયો. પણ આખરે સિદ્ધરાજ ગાદીપતિ થયો. કેટલાક વરસ લગી રાજકારભાર તેની મા મીનલદેવીએ કર્યો. એ સમયમાં તેણે વીરમગામનું મુનસર તળાવ, તથા ધોળકાનું મલાવ તળાવ બંધાવ્યાં. શુકલતીર્થમાં જાત્રાળુ લોક પાસેથી કર લેવામાં ઘણો જુલમ થતો, ને તેથી લોક બહુ હેરાન થતા તે કર આ ભલી રાણીએ બંધ કરાવ્યો.+

ધોળકામાં મલાવ તળાવ વિષે એવી વાત કહેવામાં આવે છે કે તળાવને માટે જગા પસંદ કરી ખરીદવામાં આવી, તેમાં એક બાઈએ વાંધો લીધો. વચમાં આવતી પોતાની જગા ન આપી, રાણી ચાહે તો લોકોપયોગના કામ માટે તે જગા તેની પાસેથી બળાત્કારે લઈ શકે તેમ હતું, પણ તેમ ન કરતાં તે ભલી રાણીએ તે તળાવ વાંકું બંધાવ્યું, ને તે બાઈની ઇચ્છા વિરુદ્ધ તેની જગા લીધી નહિ.

## વારતા ૧૨ મી. સિદ્ધરાજ.

સિદ્ધરાજનો જન્મ ઇ. સ. ૧૯૦૧ માં પાલણપુરમાં થયો.

---

* હાલ લોકો તેને સધરાજેસિંગ કહે છે.

+ કોઈક ઇતિહાસકર્તાનું એવું ધારવું થાય છે કે સોમનાથમાં જુલમ થતો ત્યાંનો કર માફ કરાવ્યો.

હતો. ત્રણ વરસનો થયો ત્યારે રાજા કરણે તેનો રાજ્યાભિષેક કરાવ્યો હતો, ત્યાર પછી થોડી મુદ્દતે રાજા કરણ મરણ પામ્યો, એટલે સિદ્ધરાજને ગાદી મળી. એની બાળવયને લીધે રાજ્યનો સઘળો કારભાર તેની મા મીનલદેવી ચલાવતી હતી. એક વખત સિદ્ધરાજને લઈ તેની મા ગુજરાતમાં ફરવા નીકળ્યાં, તેવામાં માળવાના રાજા યશોવર્માએ સવારી કરી. અણહિલપુરમાં કામ ચલાવનાર પ્રધાને તેની સાથે લડાઈ ન કરતાં તેને પૈસા આપી પાછો વાળ્યો. સિદ્ધરાજને આ વાત ગમી નહિ, તેથી તેનું વેર લેવાને માળવા પર ચઢાઈ કરવાને તૈયાર થયો. લડાઈની તૈયારી ચાલતી હતી તે વારે રાજાએ સહસ્રલિંગ* નામે તળાવ પાટણ પાસે ખોદાવવા માંડ્યું, તથા તેની પાળ ઉપર સુંદર દહેરાં બંધાવવા માંડયાં. માળવાના રાજા સાથે તે બાર વરસ લડ્યો. અંતે માળવાની રાજધાની ધારાનગરી જીતી લઈ તથા ત્યાંના રાજા યશોવર્માને કેદ પકડી પાટણ આવ્યો. સુધરેલી રીત પ્રમાણે તેણે આ બંધીવાન રાજાને માન આપી પોતાની મોટાઈ બતાવી. સિદ્ધપુરમાં મૂળરાજના ચણાવવા માંડેલા રુદ્રમાળને સમરાવી પૂર્ણ કરાવ્યો. બર્બર જાતનો મ્લેચ્છ સરદાર બ્રાહ્મણોને પીડા કરતો હતો તેને હરાવીને પકડ્યો, ને બ્રાહ્મણોની પીડા ટાળી.

કોઈ કુંભારને ત્યાં ઉછરેલી રાણકદેવી નામે રાજપુત્રીનો વિવાહ સિદ્ધરાજ વેરે થયો હતો, પણ લગ્ન થયા પહેલાં જૂનાગઢનો રાજા ખેંગાર તેને બળાત્કારે લઈ જઈ પરણ્યો. તેને સજા કરવાને મોટી સેના સહિત સિદ્ધરાજ સોરઠ[1] ઉપર ચઢ્યો. બાર વરસ લગી એ ગઢને ઘેરો રાખ્યો. આખરે ખેંગારનો ભાણેજ દેહલ ફુટવાથી તે હાર્યો અને મરાયો, ને તેનું રાજ્ય લઈ લીધું; ક્રોધમાં સિદ્ધરાજે દેવીના બે નાના કુંવરને

* એ તળાવની નિશાની હાલ બરોબર નથી.

૧ હાલના કાઠિઆવાડના ઘણા ભાગને તે વેળા સોરઠ કહેતા.

મારી નાખ્યા. રાણીને પોતાની સાથે લગ્ન કરવાને કહ્યું, પણ દેવીએ ફરીથી લગ્ન ન કરતાં વઢવાણ આગળ **સતી** થઈ.

બુંદેલખંડના **મદનવર્મા** નામે રાજા ઉપર સવારી કરી તેને હરાવ્યો, અને તેની પાસેથી ઘણું નજરાણું લીધું.

સિદ્ધરાજે પોતાના મુલકમાં ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, તળાવ, દહેરાં વગેરે બંધાવી લોકને સુખી કર્યા, તેથી તેની નામના ઘણી થઈ.* વળી વિદ્વાનોને ઘણો આશ્રય આપ્યો. એ રાજા ધનસાફી હતો. ધર્મ સંબંધી તેણે બધા પંથને છુટ આપી હતી, તથા રાજ્યનો સારો બંદોબસ્ત રાખ્યો હતો.

વનરાજની ગાદીએ બેસતી વખતે જે મુલક તેને વારસામાં મળ્યો હતો તેમાં પોતાના જયથી ઘણો વધારો કરીને તે કીર્તિમાન મહારાજા થયો. ગુજરાત અને સોરઠ ઉપરાન્ત કચ્છ દેશનો રાજા તથા ઉત્તરે અચળેશ્વર, અને ચંદ્રાવતીના પરમાર રાજાઓ તેને તાબે હતા, અને આબુની પેલી તરફ તેની સત્તા ફેલાઈ હતી. પૂર્વ તરફ માળવામાં તેની આણ ફરતી. દક્ષિણમાં તેનો અમલ એટલે સુધી પ્રસર્યો હતો કે કોલાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં હતું.

## વારતા ૧૩ મી. કુમારપાળ.

સિદ્ધરાજને પુત્ર ન હોવાથી રાજપાટ તેના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં ગયું. ક્ષેમરાજના કુંવરનું નામ દેવપ્રસાદ, અને દેવપ્રસાદના કુંવરનું નામ ત્રિભોવનપાળ. ત્રિભોવનપાળને ત્રણ કુંવર અને બે કુંવરીઓ હતી. કુંવરનું નામ મહીપાળ, કીર્તિપાળ, અને કુમારપાળ હતું, અને કુંવરીઓ પ્રેમળદેવી તથા

---

* હાલ પણ જ્યાં જ્યાં જુનાં ખંડેર જોવામાં આવે છે ત્યાંના લોક કહે છે કે તે સધરાજેસિંગે કરાવેલાં.

દેવળદેવી હતી. એમાંની પહેલી કાનદેવ નામે સિદ્ધરાજના સામંતને વરી હતી, અને બીજીનું લગ્ન કાશ્મીરના મહારાજા વેરે થયું હતું. પોતાની પાછળ કુમારપાળ ગાદીએ ન બેસે એવી સિદ્ધરાજની ઇચ્છા હતી, તેથી તેણે તેને પકડવાનો યત્ન કર્યો, માટે પરદેશોમાં નાશી જતાં કુમારપાળને બહુ આપદા વેઠવી પડી. જયસિંહના મરણ થયાના સમાચાર તેને માળવામાં મળ્યા કે તરતજ તે પાટણ આવ્યો. મોટા બે ભાઈઓ રાજગાદીને માટે નાલાયક ઠરવાથી તથા તેના બનેવીની મદદ મળવાથી કુમારપાળને ગાદી મળી.

ગાદી મળી તે વેળા એની ઉમર ૫૦ વરસની હતી. સિદ્ધરાજના ભયથી તે નાસતો હતો, તે વેળા દુર્દશામાં હતો. એ વખતે ઉદાયન મંત્રી, હેમાચાર્ય ગુરુ વગેરે જૈનોની તેને છાની મદદ મળતી હતી. તેથી તે વખતે તેણે તેમને વચન આપ્યું હતું કે જો મને રાજ્ય મળે તો મારે જૈન થવું. એ વચન ગાદી મળ્યા પછી તેણે પાળ્યું.

વગર હકે ગાદી મળી એમ સમજી ગુજરાતના કેટલાક સરદારોએ બંડ કર્યાં, તથા કેટલાક પરદેશી રાજા તેના પર ચડી આવ્યા, તે સર્વને શૂરા કુમારપાળે હરાવ્યા. નાગોર ( અજમેર ) ના રાજા આનાને લડાઈમાં જખમી કરી તાબે થવાની જરૂર પાડી. માળવાના રાજાએ સવારી કરી. તેની સામે ગુર્જર રાજાએ જે ફોજ મોકલી હતી તેના ઉપરી નાયકો ફૂટી શત્રુને મળી જવાથી મહારાજે પંડે જઈ તે રાજાને હરાવ્યો. કોંકણના રાજા મલ્લિકાર્જુનને ગુજરાતના સામંત આમ્રભટે હરાવ્યો, પહેલી સવારીમાં એ સરદાર હારીને પાછો આવ્યો હતો, પણ બીજીમાં તે રાજાને મારી, રાજધાની લૂંટી બહુ ધન લાવ્યો.

કુમારપાળે મહાદેવનાં તથા પારસનાથનાં ઘણાં દહેરાં બં-

થાવ્યાં, તથા સોમનાથનું મોટું દહેરૂં સમરાવ્યું. આ રાજાના વખતમાં જૈન સાધુઓની સામે વિવાદ કરવાને શંકરસ્વામીની ગાદીના આચાર્ય આવ્યા હતા.

રાજ્ય કરતાં ૩૦ વરસ થયાં તે વારે તેને **રક્તપિત્તનો** ભુરો રોગ થયો, તેથી તે થોડે માસે મરી ગયો. એના મોટા ગુરુ હેમાચાર્ય પણ તેની પહેલાંજ થોડાક માસ ઉપર ગુજરી ગયા હતા.

## વારતા ૧૪ મી. હેમાચાર્ય.

**હેમાચાર્ય.**—એમનો જન્મ ઈ. સ. ૧૮૦૯ મ ધંધુકામાં થયો હતો. બાળપણાની એની ચતુરાઈ જોઈ **દેવચંદ્ર** નામે જૈન આચાર્યે પોતાની પાસે રાખ્યો. નવ વરસની ઉંમરે તેને દિક્ષા આપી. ૨૧ વરસની ઉંમરનો થયો ત્યારે તે સર્વ શાસ્ત્રમાં પ્રવિણ થયો, તેથી તેને આચાર્યની પદવી મળી. ત્યારથી તે હેમાચાર્યને નામે ઓળખાવા લાગ્યો; એની વિદ્વત્તા અને ડહાપણથી એ જૈન છતાં પણ સિદ્ધરાજ ઘણું માન આપતો. એના બનાવેલા ગ્રંથમાં પ્રાકૃત વ્યાકરણ ઘણું પ્રખ્યાત છે. ઈ. સ. ૧૧૭૨ માં તેણે દેહ મુકી. **ગરીબાઈમા ઉછરેલા છતાં પોતાની બુદ્ધિ અને ઉદ્યોગથી માણસ કેવો નામાંકિત થાય છે તે હેમાચાર્યના ચરિત્રથી જણાય છે.**

કુમારપાળ પછી તેના ભાઈ મહીપાળનો કુંવર અજેપાળ ગાદીએ બેઠો. એ રાજા શિવ ધર્મ પાળતો હતો અને બીજા ધર્મને ધિક્કારતો હતો. માજી રાજાએ બંધાવેલાં જૈન દહેરાં તેણે તોડાવી નાખ્યાં, તથા કેટલાક જૈન મંત્રીઓને અને સરદારોને માર્યા. આનું પરિણામ એ થયું કે રાજ્ય કરતાં ત્રણ વરસ થયાં તેટલામાંજ મહેલના કોઈ પોળીઆએ તેની છાતીમાં કટાર ઘોચી તેનો જીવ લીધો.

તેના પછી તેનો કુંવર મૂળરાજ ગાદીએ બેઠો. એ મૂળરાજ બાળક હતો, તેથી તેની મા નાયકાદેવી રાજકારભાર ચલાવતી હતી, પણ દેશના બંદોબસ્તનું કામ તેનો કાકો ભીમદેવ કરતો હતો. આ વખતે અફગાનીસ્તાનથી મહમદ (શહાબુદ્દીન) ગોરી ગુજરાત ઉપર ચઢી આવ્યો. તેને બાળરાજાના બહાદુર કાકા ભીમદેવે હરાવી એ ધાડ પાછી વાળી. લડાઈના મેદાનમાં બાળરાજાને ખોળામાં લઈ રાજમાતા ડુંગર ઉપર બેઠી બેઠી લડાઈ જોતી, અને પોતાના લડવૈયાઓને હિમ્મત આપી ઉશ્કેરતી. આ બાળરાજા માત્ર બે વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

## વારતા ૧૫ મી. ભીમદેવ બીજો.

ભીમદેવ બીજો ચઢાઉ અને અવિચારી હતો, તેથી તેને **ભોળોભીમ** કહ્યો છે. એ સમે કાબુલના મુસલમાન બાદશાહ હિંદુસ્તાન જીતવા પાછા સવારીઓ કરવા લાગ્યા હતા. પોતાનો બચાવ કરવાને સંપ કરવાને બદલે રજપુત રાજાઓ ઉલટા માંહોમાંહે લડી નબળા પડયા.

અજમેરની ગાદીએ એ વેળા ચોહાણ વંશનો સોમેશ્વર નામે રાજા હતો, અને તેનો કુંવર શૂરો પૃથુરાજ પોતાની માના બાપની પાટે દિલ્હીમાં રાજ્ય કરતો હતો. પૃથુરાજનો વિવાહ આબુના રાજાની કુંવરી વેરે થયો હતો, તેમ છતાં ભોળા ભીમદેવે તેને માગી. આબુના રાજાએ ના કહાવી, અને કુંવરીને અજમેર મોકલી દીધી. આથી મોટી સેના લઈ ભીમ આબુના રાજા ઉપર સવારી કરીને તેને હરાવીને તેની પૂઠે ઠેઠ અજમેર સુધી તે ધાયો. ત્યાં અજમેરના રાજા સોમેશ્વરની અને તેની લડાઈ થઈ, તેમાં સોમેશ્વર મરાયો. ભીમદેવ જીત મેળવી ગુજરાત આવ્યો, બાપને માર્યાનું વેર લેવાને

સોમેશ્વરનો કુંવર શૂરો પૃથુરાજ મોટું બળવાન લસ્કર લઈને ગુજરાતમાં આવ્યો. પૃથુરાજે પ્રથમ ચંદ બારોટ સાથે સલાહનું કહેણુ મોકલ્યું, પણ ભીમે માન્યું નહિ. ભીમે વળી ઉદ્ધતાઈભરેલા શબ્દ કહાવ્યા, તેથી આખરે તે બેઉ વચ્ચે ભારે લડાઈ થઈ. તેમાં ભીમ



પૃથુરાજ ચોહાણ.

હાર્યો. આ જય મેળવી પૃથુરાજ પાછો દિલ્હી ગયો. ત્યાં ગયા પછી ઉપર કહેલો ગોરી સુલતાન તેના રાજ્ય ઉપર ચડી આવ્યો. દિલ્હીનો એ છેલ્લો રજપુત રાજા હાર્યો, પકડાયો, અને માર્યો ગયો. પૃથુરાજની સાથે તેનો શૂરો સરદાર ચંદ બારોટ પણ પકડાયો હતો.



શહાબુદ્દીન.

ગોરી બાદશાહે કુતુબુદ્દીનને દિલ્હી અને અજમેરનો સુબો ઠરાવ્યો. ને પોતે સ્વદેશ ગયો. ફરીથી પાછો આવીને કનોજ[1]

1. કનોજનો રાજા જયચંદ્ર રાઠોડ પૃથુરાજની માસીનો દીકરો થતો હતો, ને દિલ્હીના રાજ્યનો હિસ્સો માગતો હતો, એ માટે તે બેઉ લડી નબળા પડ્યા હતા.

તથા કાશીના રાજાઓને હરાવીને ઘણો કેર વર્તાવ્યો. ત્યારપછી પાછી ગુજરાત પર ધાડ આવી. ઇ. સન ૧૧૯૪ માં કુતુબુદ્દીને ગુજરાત ઉપર આવી ભીમની ફોજને હરાવી મૂલક લૂંટ્યો, અને ઘણું દ્રવ્ય તથા પકડાએલા હિંદુઓને પોતાના બાદશાહ પાસે ગિજની મોકલી દીધા. ભીમદેવ વગડામાં નાસી ગયો, અને પહાડી લોકનો જમાવ કરી કુતુબુદ્દીન પર ચઢી આવ્યો, ને તેને જખમી કર્યો. બાદશાહના હુકમથી કુતુબુદ્દીન દિલ્હી ગયો.

ભીમદેવે બીજા રાજાઓ જોડે મળી મુસલમાનોની સત્તા અજમેરમાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો, પણ કુતુબુદ્દીનને આ સમાચાર મળવાથી તે અજમેર આવી પહોંચ્યો; ભારે લડાઈ થઈ, તેમાં મુસલમાન સુબો હાર્યો, ને ઘવાયો, પણ એટલામાં તેના બાદશાહે તેની મદદે નવી ફોજ મોકલી, એટલે વળી તેની ચડતી થઈ. તેણે આવીને પાછું અણહલ્લપુર કબજે કર્યું, ને વળી ભીમદેવ નાઠો. આ લડાઈઓથી રજપુત રાજ્યનું બળ છેક તૂટ્યું નહોતું, તેથી મુસલમાનોના હાથમાં આ વેળા ગુજરાત રહી નહિ, અને ભીમદેવે ગુજરાતનો ફરીથી કબજો લીધો.

કેટલાક સામંતોએ અને ખંડિઆ રાજાઓએ બંડ કર્યાથી ભીમદેવ સુખે રાજ્ય કરી શક્યો નહિ. એમાંના એક **જયતસિંહ** સોલંકીએ અણહિલ્લપુર કબજે કરી ઇ. સ. ૧૨૨૪ માં પોતાના નામની દવાઈ ફેરવી. ભીમદેવને પાટણથી નાસી જવું પડ્યું. ત્રણ વરસ બહાર રખડી મદદ મેળવી તેણે આવી પોતાનું રાજ્ય પાછું લીધું.

આ વખતે ધોળકાના વાઘેલા રાણાએ બળવો કરી કેટલાક ભાગ કબજે કર્યો. ભીમદેવના પાછળ ત્રિભુવનપાળ ગાદીએ બેઠો, પરંતુ ધોળકાના વાઘેલા રાણા વિશળદેવે તેને ઉઠાડી મૂકી પોતે પાટણનો ધણી થયો.

## વાઘેલા વંશની સ્થાપના.

અણહિલ્લપુરના સોલંકી રાજા નબળા પડવા લાગ્યા, તે વારે વાઘેલા નામે તેમના કુળની બીજી શાખા જોર પર આવી. **અર્ણોરાજ** નામે શૂરા વાઘેલા સરદારે રાજ્યનો બચાવ કરવામાં પાટણના મહારાજને સારી મદદ કરી હતી; તેથી તેને વાઘેલ ગામ ગિરાસમાં આપી કુમારપાળે પોતાના દરબારમાં રાખ્યો હતો. તેના કુંવર **લવણપ્રસાદને** ભોળા ભીમદેવે પ્રધાન ઠરાવ્યો, પાછળથી રાજાને અને પ્રધાનને બન્યું નહિ, તેથી તેણે બંડ ઉઠાવ્યું, અને રાજ્યના દક્ષિણ અને નૈર્ઋત્ય ભાગનો એટલે સાબરમતિ અને નર્મદાની વચ્ચેનો મૂલક, તથા ધોળકા અને ધંધુકા પ્રગણાનો કબજો કરી રાણા લવણપ્રસાદે પોતાની રાજધાની **ધોળકામાં** કરી.

લવણપ્રસાદને **વીરધવલ** નામે પરાક્રમી પુત્ર હતો. **વસ્તુપાળ** અને **તેજપાળ** નામે શ્રાવક વાણિયા વીરધવલના મંત્રી હતા. જોકે તેઓ વાણિયા હતા, તોપણ લડાઈમાં ચતુર ને રાજ્ય ચલાવવામાં કુશળ હતા. તેમણે વીરધવલનું રાજ્ય વધાર્યું. દિલ્હીના બાદશાહની ફોજને એક વખતે તેમણે પાછી વાળી હતી. વળી તેમણે ગોધરાના રાજા **ધુંધલને,** તથા ખંભાતના રાજાને હરાવીને તેમનો મૂલક લઈ લીધો હતો.

આ ભાઈઓ બહુ દ્રવ્યવાન હતા. તેમણે પોતાનું દ્રવ્ય પર્વત ઉપર દેવળો બંધાવવામાં વાપર્યું છે. તેમણે **શેત્રુંજો,** આબુ, અને ગિરનાર ઉપર સુંદર જૈન દેવાલયો બંધાવ્યાં છે.



વસ્તુપાળ તેજપાળનાં દહેરાં.

એ દેવાલયોની કારીગરીથી જણાય છે કે તેમણે એ કામમાં બેસુમાર પૈસો ખરચ્યો છે. તેમજ તળાવ, વાવો, વગેરે લોકોપયોગી કામોમાં પણ ઘણા પૈસા વાપર્યા છે.

વીરધવલના વખતમાં મુસલમાનો પાછા લુંટફાટ કરતા હતા. તેમને પકડવાનો પ્રયત્ન વીરધવલે કર્યો, પણ વસ્તુપાળે તથા તેજપાળે તેમને જવા દીધા. અંદરખાનેથી તેઓ તેમને મળેલા હશે એવો શક રહે છે; કેમકે મુસલમાનોએ સોમનાથ વગેરેનાં દહેરાં પાછાં તોડી નાંખ્યાં, પણ આબુના દેલવાડાનાં જૈનોનાં દહેરાં તોડયાં નહિ.

જબરા દુષ્મનો નજીક આવતા જાય છે, એ વાત જાણતાં છતાં પોતાના રાજ્યની મજબુતાઈ કરી નહિ, અને સઘળું દ્રવ્ય એકજ માર્ગે ખરચ્યું તેથી તેનાં બુરાં ફળ તેમની પછીના રાજાઓને ચાખવાં પડયાં.

રાણા વીરધવલનું મરણ ઇ. સ. ૧૨૩૯ કે ૪૦ માં થયું, ને વારે તેને **વિરમદેવ** અને **વિશળદેવ** નામે બે કુંવર હતા. વડા કુંવરને બાપ તથા કારભારીઓ સાથે બનતું નહોતું, તેથી તેને વીરમગામમાં રાખ્યો હતો. રાણાનું મરણ થતાં તેણે ગાદીનો દાવો કર્યો, પણ વસ્તુપાળે વિશળદેવને ગાદીએ બેસાડી વિરમદેવને હરાવી મારી નંખાવ્યો.

## ગુજરાતના વાઘેલા મહારાજાનાં નામ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| विशळदेव | ... | ... | ... | इ. स. | १२४३—१२६१ |
| अर्जुनदेव | ... | ... | ... | ,, | १२६१—१२७४ |
| सारंगदेव | ... | ... | ... | ,, | १२७४—१२९६ |
| करणदेव | ... | ... | ... | ,, | १२९६—१३०४ |

## વારતા ૧૬ મી. વિશળદેવ.

બાઈ તરફનું ભય ગયા પછી રાણા વિશળદેવે વાણિયા મંત્રી કનેથી પ્રધાનવટું લઈ **નાગડ** નામે બ્રાહ્મણને સોંપ્યું. વળી તેણે ૧૨૪૧ માં અણહિલપુર ઉપર ચઢાઈ કરી ત્યાંના નબળા મહારાજા ત્રિભુવનપાળને ગાદીએથી ઉઠાડી મૂકીને આખી ગુજરાતનો ધણી થયો, અને મહારાજાધિરાજ પદવી ધારણ કરી. તેણે પોતાના રાજ્ય ઉપર હુમલા કરનાર શત્રુઓને હરાવ્યા. કર્ણાટકના મહારાજાએ પોતાની કુંવરી માટે સ્વયંવર કર્યો હતો, તેમાં તે કુંવરીએ વિશળદેવને વરમાળા પહેરાવી. આ મહારાજાએ મુસલમાનોએ તોડી નાંખેલાં દહેરાં પાછાં સમરાવ્યાં, તથા ડભોઈનો મજબુત કિલ્લો બંધાવ્યો, તે હજુ લગી સારી હાલતમાં છે. વળી ડભોઈની નજીક તરક તળાવ નામે સુંદર તળાવ પણ તેનાજ વખતમાં બંધાએલું છે. એના સરદારોમાં કેટલાક મુસલમાનો પણ હતા.

## વારતા ૧૭ મી. (કરણદેવ) કરણઘેલો.

વાઘેલા રાજાની સત્તા આખી ગુજરાત ઉપર બેઠા પછી તેમણે કે તેમના વાણિયા અને બ્રાહ્મણ કારભારીઓએ મુસલમાન બાદશાહોના હુમલાની સામે થવાની અગમચેતી ન રાખી. ભય આવી પડે તે વખતને સારૂ તૈયાર થઈ રહેવાના બદલામાં આળસ અને મોજમઝામાં તેઓ પડયા, તથા બીજા કામો પર વિશેષ જીવ ઘાલ્યો. પણ બળવાન શત્રુ થડમાં આવી પહોંચ્યા છે, એ વાતનું ભાન રાખ્યું નહિ. આથી વનરાજે સ્થાપેલું તથા સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી મહારાજાઓએ મોટે દરજ્જે ચઢાવેલું રાજ્ય ખોયું. એથી દેશની બહુ ખરાબી થઈ.

કરણઘેલાને **માધવ** નામે નાગર પ્રધાન હતો. તેને પરદેશ મોકલી તેની સ્ત્રીને કરણઘેલાએ પકડી મંગાવી; તેથી માધવે ક્રોધે ભરાઈ દિલ્હી જઈ ત્યાંના સુલતાન અલાઉદ્દીનને ગુજરાત પર સવારી કરવા ઉસ્કેર્યો એમ કહેવાય છે. ઇ. સ. ૧૩૦૪ માં દિલ્હીના સુલતાન અલાઉદ્દીને પોતાના ભાઈ અફ્‌જલખાન તથા વડા વજીર નુસરતખાનને મોટી ફોજ સાથે ગુજરાત જીતવા મોકલ્યા. તેમણે આખી ગુજરાત જીતી લીધી, ને કરણઘેલો નાસી જઈ દક્ષિણમાં ભરાયો. વનરાજની નગરી પરદેશી અને પરધર્મીઓને હાથ ગઈ અને ત્યારથી મુસલમાની અમલ બેઠો.



અલાઉદ્દીન.

મુસલમાની લશ્કરે ખેતરો, ગામો, અને નગરો લૂંટયાં,

બાળ્યાં, અને દેશની માઠી હાલત કરી; તથા રૂદ્રમાળ વગેરે ઘણાં દહેરાં તોડયાં. કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી દીધી. તેમાં કમળાદેવી નામે રાણી હતી, તે સુલતાનની માનીતી બેગમ થઈ.

કમળાની દીકરી દેવળદેવી નામે હતી, તે નાશિકના બાગલાંણ નામે પહાડી પ્રાંતમાં જ્યાં પોતાનો બાપ હતો, તેની પાસે હતી. તેને દિલ્હી લાવવાનું કમળાએ બાદશાહને શીખવ્યું. બાદશાહી ફોજે ત્યાં જઈ તેને માગી. ગુર્જર રાજા જોકે રાજ્ય વગરનો થઈ ગયો હતો, પણ લાજ વગરનો થઈ ગયો નહોતો. તેથી પોતે શૂરથી તેની સાથે લડયો, પણ હાર્યો. તેના વેરી કુંવરીને બળાત્કારે લઈ ગયા. બિચારો કરણ દુઃખનો માર્યો રવડી રખડીને મુઓ.

## પુનરાવર્ત્તન.

વલ્લભિરાજ્યના વિસ્તાર વિષે, અને તે સમયમાં દેશની અવસ્થા કેવી હશે તે વિષેની હકીકત જણાએલી નથી. પણ બૌદ્ધ અને જૈન પંથવાળા એ વેળા વધતા એવું સંભવે છે. પછીના કાળમાં બૌદ્ધ જોવામાં આવતા નથી, તે ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે વેદ અને જૈન પક્ષકારોથી પરાજય પામી તેમનો નાશ થયો હશે.

પંચાસરના રાજ્યની ઉત્પત્તિ, સ્થાપના, તથા તેના વિસ્તાર વિષેની હકીકત હાથ લાગી નથી. માત્ર તેનો છેલ્લો રાજા જયશિખર ચાવડો અને તેના ઉપર કલ્યાણી નગરના રાજા ભુવડની સવારી, અને ફત્તેહની વાત ચાલે છે.

અણહિલ્લપુરના ચાવડા રાજાનાં નામ અને વરસ સિવાયની હકીકત નોંધાએલી નથી. પરંતુ જે થોડી હકીકત મળી છે તે ઉપરથી કહી શકાય કે તેમણે બળવાન રાજ્યનો પાયો નાંખ્યો, અને દેશને આબાદ તથા લોકોને સુખી કરવાના ઉપાય કર્યા.

સોલંકી મહારાજાઓએ ગુજરાતને હિંદુસ્થાનમાં પ્રખ્યાત કર્યો, અને ગુર્જરીરાજ્યને મોટી પદવીએ ચઢાવ્યું. પ્રજાની

વૃદ્ધિ અને ચઢતી થાય, તથા દેશ સુધરે એવા ઉપાય કરવા પર તેમણે લક્ષ આપ્યું. રાજ્યનો બંદોબસ્ત રાખી ન્યાયથી વસ્તી, તથા રાજ્યધનને લોકના લાભ અને દેશની શોભાને માટે ખરચી તેમણે કીર્તિ મેળવી. અજેપાળ સિવાય બીજા કોઈ મહારાજાએ ધર્મ સંબંધી વાંધામાં હાથ ઘાલ્યો નહિ, ને સર્વને રાજી રાખ્યા. એમાંના કેટલાકે મોટા જય કરી ગુર્જરી રાજ્યનો મહિમા વધાર્યો. લોકના સુખ ઉપર એમણે નજર રાખી, તે હાલનાં દેશી રાજ્યને ધ્યાનમાં લેવા જોગ છે.

રાજ્યમાં સુધારોવધારો કરવાનું કામ ચાવડા અને સોલંકી રાજાઓનું હતું તે તેમણે કર્યું. તેમણે જે મેળવ્યું, અને સ્થાપ્યું, તથા ગુજરાતને આબાદ કરી પ્રજાની દોલતમાં જે ઉમેરો કર્યો, તે સંભાળવાનું, અને સાચવવાનું કામ વાઘેલા રાજાઓને માથે પડ્યું.

આસપાસની અવસ્થામાં ફેરફાર થઈ ગયો હતો. લાહોર, દિલ્હી, કનોજ, અજમેર વગેરેનાં રજપુત રાજ્ય મુસલમાન બાદશાહે જીતી મોટું ને જબરૂં મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું. ભોળા ભીમદેવના સમયમાં ગુજરાતે પણ તેનો કડવો સ્વાદ ચાખ્યો હતો. તે ઉપરથી ચેતી બચાવ કરવાની ભારે તૈયારી કરવાનું કામ વાઘેલા રાજાઓને માથે આવ્યું હતું, તે તેમણે ન કર્યું. વળી અંદર અંદર કુસંપ કર્યો ન હોત, તથા રજપુતે રજપુત માંહોમાંહી લઢ્યા ન હોત, તો ગુજરાતમાં લાંબા વખત સુધી રજપુત રાજ્ય ટૂકવાનો સંભવ હતો. રજપુત રાજાઓએ બંધાવેલાં કારીગરીનાં કામોમાં ઝિંઝુવાડા, ડભોઈનો કિલ્લો, સોમનાથ, રૂદ્રમાળ, સહસ્રલિંગ વગેરેના ભાગો હજી લગી ઉભા છે, અને વલ્લભિપુર, પંચાસર, અણહિલવાડ, અને ચાંપાનેરનાં માત્ર ખંડેરોજ રહેલાં છે. હાલના પાટણથી અણહિલવાડ થોડે દૂર હતું; ત્યાંના જળાશયો તો હજુ લગી ઘણે ઠેકાણે વપરાતાં છે, તથા કેટલાંક પુરાઈ ગએલાં નજરે પડે છે.

## ભાગ ૩ જો.

## મુસલમાની રાજ્યના અંત સુધી.

પાટણના રાજ્યનો ખાલસા મૂલક દિલ્હીના સુલતાનના તાબામાં ગયો; પરંતુ વાઘેલા મહારાજાના તાબેદાર રાજાઓ પોતપોતાના રાજ્યમાં રહ્યા. તેમણે મુસલમાનોને કાઢી મૂકવાને બંડ કર્યાં, પણ ફાવ્યા નહિ. એ ઝઘડામાં દેશની માઠી અવસ્થા થઈ. ધર્મને નામે પણ લોકોને બહુ રીબ્યા; તેમનાં સેંકડો દહેરાં તોડીને તેના પથરા વડે મસીદો બનાવી, તથા મહેલ અને રસ્તા બાંધ્યા.

દિલ્હીથી આવેલા મુસલમાન સુબેદાર સ્વતંત્ર થવાને બંડ કરતા, તેમને સજા કરવાને બીજા સુબેદાર ફોજ લઈ આવતા ને દેશ વેરાન થતો. વખતે એ કામને માટે બાદશાહ પંડે પણ ચઢી આવતા. ઉપજમાં વધારો કરી, લોકને વટલાવી, તથા તેમનાં દહેરાં તોડીને ધણીને રાજી કરવાને કેટલાક સુબેદારોએ ભારે જુલમ કર્યો. જે પ્રજા પોતાના દેશનું રક્ષણ ન કરી શકે તેને સજા ભોગવવી પડે છે.

### અમદાવાદના સ્વતંત્ર બાદશાહ.

ઇ. સ. ૧૩૯૧ માં ઝફરખાન નામે સુબેદાર ગુજરાત પર ઠર્યો. તે સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. પણ તેણે બાદશાહ નામ ધારણ કર્યું નહિ. સને ૧૪૦૩ માં દિલ્હીના બાદશાહની નામની તાબેદારી છોડીને તેણે પોતાના દીકરા તાતારખાનને મહમદશાહ એવો ઇલકાબ આપી ગુજરાતનો પહેલો સ્વતંત્ર બાદશાહ ઠરાવ્યો. બીજે વરસે તેનું મરણ થવાથી ઝફરખાન પોતે અમલ કરવા લાગ્યો, અને બાદશાહ નામ ધારણ કર્યું નહિ; પણ સને ૧૪૦૭ માં મુઝફ્ફરશાહ નામ ધારણ કરીને તે પંડે બાદશાહ થયો. ઇ. સ. ૧૪૧૦ માં મુઝફ્ફરશાહે અશાવળ આગળ કોળી લોકોએ બળવો કર્યો હતો તે બેસાડી દેવા માટે

પોતાના પૌત્ર અહમદશાહને લશ્કર આપી મોકલ્યો, પણ તે તો અશાવળને બદલે પાટણની બહાર તંબુ ઠોકી રહ્યો, ને ત્યાં વિદ્વાનોની સભા બોલાવીને પ્રશ્ન પૂછ્યો કે દીકરાએ, પોતાના બાપનું વેર લેવું કે નહિ? તેને જવાબ મળ્યો કે લેવું. તે ઉપરથી પોતે શહેરમાં આવ્યો, અને પોતાના દાદાને જોર જુલમથી ઝેર પીવાની જરૂર પાડી. ઝેર પીતી વખતે મુજફ્ફરશાહે કહ્યું કે તું આટલી ઉતાવળ શા માટે કરે છે? થોડા સમય પછી ગાદી તો તારીજ છે. પણ તેનું બોલવું નકામું ગયું. આખરે તેણે તેને કહ્યું કે તને જેઓએ આવી સલાહ આપી, તેઓને મારી નાખવાની, અને દારૂ નહિ પીવાની બલામણ કરૂં છું. ઇ. સ. ૧૪૧૧ માં મુઝફ્ફરશાહનું મરણ થવાથી તેના દીકરાનો દીકરો ( પૌત્ર ) અહમદશાહ બાદશાહ થયો.

મહાન અકબર બાદશાહના વખત સુધી મુઝફ્ફરશાહના વંશમાં ગુજરાતની બાદશાહી રહી.

## ગુજરાતના બાદશાહોનાં નામ.

| | |
|---|---|
| महमदशाह १ लो. ... ... ... ... ... | १४०३ |
| मुझफ्फरशाह १ लो. ... ... ... ... ... | १४०७ |
| अहमदशाह १ लो. ... ... ... ... ... | १४११ |
| महमदशाह २ जो. ... ... ... ... ... | १४४१ |
| कुतुबशाह. ... ... ... ... ... ... | १४५१ |
| दाउदशाह. ... ... ... ... ... ... | १४५१ |
| महमदशाह १ लो. ( बेगडो )... ... ... ... | १४५९ |
| मुझफ्फरशाह २ जो. ... ... ... ... ... | १५१३ |
| सिकंदरशाह २ जो. ... ... ... ... ... | १५२६ |
| महमुदशाह २ जो. ... ... ... ... ... | १५२६ |
| बहादुरशाह. ... ... ... ... ... ... | १५२७ |
| महमुदशाह ३ जो. ... ... ... ... ... | १५३६ |

अहमदशाह २ जो. ... ... ... ... ... १५५४
मुझफ्फरशाह ३ जो. ... ... ... ...१५६१-१५७३

## વારતા ૧૮ મી. અહમદશાહ.

સુલતાન અહમદશાહે અશાવળના રાજા આશા ભીલને હરાવીને ઇ. સ. ૧૪૧૩ માં પોતાના ગુરુ શેખ ગંજબક્ષની સલાહથી સાબરમતિને કાંઠે અહમદાબાદ (અમદાવાદ) વસાવ્યું. શહેરની રચના કરવામાં અહમદ નામના તેના ચાર મુખ્ય સરદારો હતા. **૧ શેખ અહમદખતુ, ૨ સુલતાન અહમદ, ૩ શેખ અહમદ,** અને **૪ મુલ્લાં અહમદ.** પ્રથમ તેમણે બાદશાહનો મહેલ બાંધવાની જગા સાબરમતિને કાંઠે ભદ્ર નામના કિલ્લા આગળ પસંદ કરી. ત્યાં સુંદર મહેલ તથા તેની નજીક જુમ્મા મસજીદ બંધાવ્યાં. પછી માણેક-ચોકની પાસે જુમ્મા મસજીદ બંધાવી. એના જેવડી વિસ્તાર



જુમ્મા મસજીદ.

વાળી અને કારીગરીવાળી મસજીદ ગુજરાતમાં બીજી કોઇ નથી. એ બાદશાહ ધર્માંધ પણ ન્યાયી અને જબરો હતો. રજપુત વગેરે દેશીઓને જુલમથી વટલાવવા તથા તેમનાં

કહેરાં તોડવા લાગ્યો, તેથી લોકો નારાજ થયા. દેશમાં રાજા રજવાડાનાં બંડ બેસાડવામાં એનો ઘણોક વખત ગયો. ઇડરના રાવને દાબમાં રાખવાને તેણે હાથમતિને તીરે •કિલ્લો બાંધી નગર વસાવ્યું, તેને હાલ અમનગર કહે છે, પણ એનું ખરૂં નામ અહમદનગર છે.

રજપુત સરદારોની બળાત્કારે કન્યા લેવાના આગ્રહને લીધે, તથા બીજા જુલમથી ઘણા ગરાસીઆ ઠાકોર બારવટે નીકળી ગામો લુંટતા. સુલતાન થાકે ત્યારે તેમને મનાવી તેમની જાગીરો પાછી આપે.

અહમદશાહ માળવા તથા દક્ષિણના બાદશાહો સાથે લડ્યો, તેમાં તે ફતેહ પામ્યો. મેવાડ, બુંદિકોટા, વગેરેના રાજાઓને ડરાવીને તેમની કનેથી ખંડણી લીધી.

એ બાદશાહ ન્યાયી હતો. એવું કહે છે કે—એક વખત પોતાના જમાઈએ જુવાનીના અને બાદશાહની સાથે સગાઈના તોરમાં એક જણનું ખુન કર્યું. કાજી પાસે ઇનસાફ કરાવતાં કાજીએ આ ગુનાહ બદલ તેને દંડની શિક્ષા કરી. બાદશાહના જાણવામાં આ ઇનસાફની વાત આવી, ત્યારે તેણે એ શિક્ષા બસ ગણી નહિ, પણ ખુનના ગુનાહ બદલ દેહાંત દંડની સજા હોવી જોઈએ, એવું વિચારી પોતાના જમાઈને ફાંસી દેવડાવી. વળી નદીમાં એક વખતની રેલમાં માટલું તણાતું દીઠું, તે ઉપરથી માટલું મંગાવી અંદર જોતાં માણસનું મડદું જણાયું, તે પરથી તે માટલાના ઘડનાર કુંભારની શોધ કરાવી, તથા તે ખરીદનારને શોધી કાઢી તેના પર ખુન સાબિત થવાથી તેને ફાંસી દીધી.

એ બાદશાહે અમદાવાદમાં માણેકનાથની જગા કાયમ રાખી છે, એ માણેકનાથની જગાની પડોશમાં એનો તથા એની બેગમનો સુંદર કારીગરીનો રોજો બંધાવ્યો છે, તે હાલ બાદશાહના તથા રાણીના હજીરાના નામથી ઓળખાય છે. પોતાના દાદાને ઝેર દીધા પછી તેને એટલો પસ્તાવો થયો કે પોતાની આખી ઉંમર

સગી તે કોઈ દિવસ હસ્યો નથી.



બાદશાહનો હજીરો.



રાણીનો હજીરો.

**મહમદશાહ રજા**એ ચાંપાનેરનાં રાવળ ગંગાદાસને પાવાગઢમાં ઘેર્યો હતો, તેવામાં રાવળની કુમકે માળવાનો બાદશાહ ચડી આવ્યો, માટે તેનાથી ડરી ગુજરાતના સુલતાને પાછી પાની કરી, એ માટે તેના અમીરોએ તેને ઝેર દઈ મારી નાખ્યો, ને તેના શાહજાદા કુતુબને બાદશાહ ઠરાવ્યો.

**કુતુબશાહ**—એના વખતમાં એક વેળા માળવાની ફોજ સર્ખેજ લગી આવી, પણ કુતુબશાહના સામા થવાથી દુશ્મનને પાછા જવું પડ્યું. વળી કુતુબશાહે ચિતોડના રાણા કુંભા[1] ઉપર સવારીઓ કરી તેને નમાવ્યો. એ કુતુબશાહે કાંકરીયું તળાવ બંધાવ્યું કહેવાય છે.

**દાઉદશાહ**—એનામાં અમલ કરવાની શક્તિ ન હતી, તેથી તેને ઠેકાણે તેના ભાઈ મહમુદ પહેલાને ગાદીએ બેસાડ્યો. એ મહમુદ આગળ બેગડો કહેવાયો.

## વારતા ૧૮મી. મહમુદ બેગડો.[2]

એ બાદશાહ થયો ત્યારે તેની ઉંમર માત્ર ૧૩ વરસનીજ હતી, તેમ છતાં તેજ વખતથી પોતાનું બુદ્ધિબળ અને શૌર્ય દેખાડીને સરદારોને હુકમ માનવાની જરૂર પાડી.

આ બાદશાહ જબરો પણ ધર્માંધ હતો. એણે જુનાગઢના મંળીકક રાજાને હરાવી તેનું રાજ્ય લઈ લીધું, [3]**નરસિંહ મહે-**

---

૧. મીરાંબાઈ નામે પ્રખ્યાત ભક્તકવિ બાઈનો વર. મીરાંબાઈની કવિતા આપણા દેશમાં ગવાય છે. ગુજરાતીમાં તે પહેલી સ્ત્રીકવિ હતી. તેની કવિતામાં ઈશ્વરસ્તુતિ ઘણી છે. એની કવિતામાં છેડે "બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર" એ ટુક આવે છે; વળી તેનો વર રાણો કુંભો પણ કવિતા કરી જાણતો.

૨. એણે પાવાગઢ અને જુનાગઢ એ બે ગઢ જીત્યા તેથી **બેગડો** કહેવાય છે.

૩. અર્વાચીન કાળમાં ગુજરાતના કવિઓમાં પહેલો કવિ **નરસિંહ** મહેતો ગણાય છે. એ જુનાગઢનો વડનગરો નાગર બ્રાહ્મણ હતો. સાત

તાના હારમાળામાં કહ્યો છે તેજ એ મંડળીક. એને મુસલમાન કરી અમદાવાદમાં આણ્યો, તથા તેનું હિંદુ નામ ફેરવીને ખાન-જહાન પાડ્યું. એની કબર અમદાવાદ શહેરના ચોટામાં કંદોઈની દુકાનમાં હાલ છે.

ચાંપાનેરનું રાજ્ય ૧ાા વરસ ઘેરો રાખી ત્યાંના પતાઈ રાવળને હરાવીને ખાલસા કર્યું. એ રાવળના વારસો છોટાઉદેપુર, તથા દેવગઢ બારીઆમાં હાલ રાજ્ય કરે છે. તેણે શિરોહી, ઇડર, વગેરે બીજા રજપુત રાજાઓનાં જોર તોડ્યાં. દ્વારિકાની મૂર્તિઓ ખંડન કરી, દહેરામાં મસીદ ચણાવી, ને ત્યાંના રાજાને પકડી અમદાવાદમાં ભૂંડે હાલે માર્યો.

દરીઆ પરના વેપારને હરકત કરનારા ચાંચીઆ (લુંટારા) ને સજા કરી દેશની આબાદી વધારી. કચ્છના રાજાને હરાવી સિંધ ઉપર ચઢાઈ કરી. માળવા, ખાનદેશ, વગેરે આસપાસના દેશો ઉપર ચઢાઈ કરી ત્યાંના હાકેમોને નમાવ્યા.

એણે વાત્રક નદી ઉપર મહમુદાબાદ, તથા ગિરનારની થડમાં મુસ્તફાબાદ નામે નગરો વસાવ્યાં. મેહમદાવાદમાં તેના બંધાવેલા મહેલોમાંના **ચાંદા સુરજ** નામે મહેલનાં ખંડેર હજુ લગી વાત્રકના કિનારા ઉપર ખંડિએર હાલતમાં નજરે પડે છે. વળી ત્યાં **ભમરીઆ** નામે સુંદર કુવો બંધાવ્યો છે.

---

વરસની ઉંમરનો થયો, ત્યારે ભાભીના મહેણાથી જતો રહ્યો, ને વૈષ્ણવ સાધુના બોધથી ભજનકીર્તન ગાતો થયો. પાછો ઘેર આવી તે સંસારમાં પડ્યો, પણ ભજનકીર્તન માટે ઘેર અખાડો રાખ્યો. તેમાં સંતસાધુઓ, વેરાગીઓ, બાવાઓ, વગેરે ભજનકીર્તન ગાતા.

એની કવિતામાં મુખ્ય ઈશ્વરભક્તિ હતી, તેથી કવિ કરતાં ભક્ત તરીકે તેની ગણના થાય. તેના પદોમાં મુખ્ય પ્રભાત રાગ છે. તેથી **પ્રભાતિયાં** તો **નરસિંહ** મહેતાનાંજ ગણાય છે.

એ બાદશાહને નકસી કામનો તથા ઝાડનો ઘણો શોખ હતો, તેથી અમદાવાદની આજુબાજુ ઘણાં ઝાડો રોપાવ્યાં. તેમાં બાગફેરદોસ નામની જગા હજુ લગી જાણીતી છે. ઝાડ ઉગાડનારને તે ઉત્તેજન આપતો, તથા તેને કુવા વગેરેની જરૂર હોય તો તે કરાવી આપતો. સરખેજમાં મકરબાનો તથા ગંજબક્ષનો રોજો એ નામનાં સુંદર મકાંનો, તથા બીજા મહેલો તેનાં કરાવેલાં કામનો હજી લગી પુરાવો આપે છે. વળી તેણે મસજીદો, મુસાફરખાનાં, પાઠશાળાઓ, વગેરે ઘણાં મકાનો બંધાવ્યાં છે. એનું જોઈ એના અમીર ઉમરાવોએ પણ ઘણાં સુંદર મકાનો બંધાવ્યાં છે. શાહઆલમનો રોજો, તથા દરિયાખાનનો રોજો, એ પણ એના સરદારોના બંધાવેલા છે. દાદાહરીની, તથા અડાળજની વાવ એ પણ એના વખતમાંજ થઈ છે. વળી એ બાદશાહનો ઠાઠ



મકરબાનો રોજો.

પણ ભારે હતો. એના વખતમાં બીજા દેશથી ઘણા કારીગરો અમદાવાદમાં આવી વસવા લાગ્યા.

એના અમલમાં ફિરંગી* લોક બંદર ઉપર લુંટફાટ કરતા હતા, તેમની સાથે લડાઈ કરી તેમને હરાવ્યા. એ બાદશાહની સુંદર અને નકસીદાર કબર સરખેજ પાસે મકરબાના રોજામાં છે, તે ઘણી જોવા લાયક છે.

એ બાદશાહને ખોરાક ઘણો જોઈતો હતો. કહે છે કે— એની પથારી પાસે પણ હંમેશા ખાવાનું ઢાંકી મૂકવું પડતું. વળી શરીરબળમાં પણ તે વિશેષ હતો. મુસલમાનોમાં તે બહુ પ્રિય હતો. વળી તે ન્યાયી તથા પરોપકારી પણ હતો.

**બીજા મુઝફ્ફરશાહને** ઇડરના **રાવે** તથા ચિતોડના રાણા સંગે તેનો મૂલક લુંટી ઘણો પજવ્યો. માળવાના મુસલમાન બાદશાહને તેના દીવાન **મેદનીરાયે** વશ રાખ્યો હતો, માટે તેનાથી છૂટવાને તેણે મુઝફ્ફરશાહની મદદ માગી, રાણા સંગે મેદનીરાયને મદદ કરી. ઘણી લડાઈઓ થઈ, તેમાંની કેટલીકમાં રજપુતોને જય મળ્યો, પણ અંતે મુસલમાનોની ચઢતી રહી.

**સિકંદરશાહને** તેના ઉમરાવોએ મારી નંખાવ્યો. તેના પછીના મહમુદ રાજાને તેના ભાઈ બહાદુરશાહે ગાદીએથી ઉઠાડી મૂક્યો.

**બહાદુરશાહ**—પંડે સુલતાન થઈ દક્ષિણ દેશ ઉપર સવારી કરીને અહમદનગર તથા બીજાં શહેરો લુંટયાં. વળી તેણે માળવા દેશ જીતી લીધો; તથા ચિતોડના રાણા પાસેથી ખંડણી લીધી. આ વખતે રજપુતોએ કેસરીયાં કર્યાં. વળી **રાયસેનનો** કિલ્લો **સીલેદીના** તાબામાં હતો, તેણે માળવાના રાજાની બેગમોને પકડી હતી, તે આપવાને બહાદુરશાહે લખ્યું, પણ તેણે ન આપી, ને ચિતોડની મદદ માગી. તે ઉપરથી તેણે ચિતોડ લીધું, પણ રાયસેનના રજપુતો કેસરીયાં કરી મુઆ. ગુજરાત, સોરઠ, અને દક્ષિણના કાંઠા ઉપર ફિરંગી

* યુરોપખંડમાં પોર્ટુગાલ નામે દેશ છે ત્યાંના લોક.

લોક આવવા લાગ્યા હતા, તેમની સામે અમદાવાદના કેટલાક સુલતાન થયા હતા, તેવીજ રીતે બહાદુરશાહે જઈ તેમને દીવ બંદરેથી પાછા કાઢ્યો. બહદુરશાહે માળવામાં માંદુનો કિલ્લો પોતે જાતે લઢીને થોડા વખતમાં લીધો. ઇ. સ. ૧૫૩૦.

દિલ્હીના મોગલ બાદશાહ હુમાયુએ આવી ગુજરાત જીતી લીધી. શીરશાહ નામે પઠાણ સરદારે હિંદુસ્તાનમાં ભારે બંડ ઉઠાવ્યાં, તે તોડવાને મોગલ બાદશાહ આગ્રે ગયો, એટલે બહાદુરશાહે ગુજરાતનું રાજ્ય પાછું હાથ કરી લીધું. દીવ બંદરના ફિરંગી લોક ઉપર ફરીથી સવારી કરી. તે વખતે તે લોકોએ સુલતાન બહાદુરશાહનો કપટથી ઘાત કર્યો.



હુમાયુ.

**મહમુદ ૩ જો.**—(મહમદ લતીફખાન). તે નાની ઉંમરે ગાદીએ બેઠો, તેથી તેને નામે અમલ કરવાને તેના સરદારો માંહો માંહે લડવા લાગ્યા. અંતે કુલ અધિકાર સુલતાનને હાથ આવ્યો, ત્યારે તેણે બહુ જુલમી અને દુષ્ટ કામો કર્યાં. રજપુત રાજા, રાણા, ઠાકોર, કોળી ઠાકરડા, વગેરે દેશીઓનાં પરગણાં, અને ગરાસ, ખુંચી લેવાનો હુકમ કર્યાથી શિરોહી, ડુંગરપુર, ઇડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, મહીકાંઠા, ઝાલાવાડ, વગેરેના ગરાસીઆ અને કોળી લડવા ઉઠયા. બાદશાહે તેમને કતલ કરવાનો હુકમ કર્યો, વળી દેશીઓને ઘોડે બેસવાની, સારાં લુગડાં પહેરવાની, તેમના તહેવાર વગેરે કરવાની

મના કરી તેમને બહુ પીડયા. આ નઠારા સુલતાનને તેના બુરહાન નામે નોકરે મારી નાખ્યો. બાદશાહના જુલમથી લોક એટલા ત્રાસી ગયા હતા કે તેનાં ખુન કરનાર બુરહાનને લોક પૂજવા લાગ્યા. બુરહાને શાહ થવાની કોશીશ કરી, પણ માર્યો ગયો. સરદારોએ બાદશાહી કુટુંબના અહમદ નામના બાળકને ગાદીએ બેસાડયો. પછી તેને નામે કારભાર ચલાવવાને ટંટો ઉઠયો, તેમાં આખરે ઐતિમ્આદખાનને હાથ બાદશાહ તથા અમલ આવ્યો. સુલતાને તેના તાબામાંથી નીકળવાની યુક્તિ કરવા માંડી, માટે તે સરદારે તેનો જીવ લીધો, ને તેને ઠામે મુઝફ્ફર ત્રીજાને ગાદીએ બેસાડયો.

એ મુઝફ્ફરશાહ અમદાવાદનો છેલ્લો બાદશાહ હતો; એ પોતાના લસ્કરી સરદારોને વશ રાખી શક્યો નહિ, તેથી તેઓ અંદર અંદર લડયા, ને તેમણે દેશ વહેંચી લીધો.

દિલ્હીના બળવાન બાદશાહ અકબરે આવી ઇ. સ. ૧૫૭૩-માં મુઝફ્ફર ત્રીજાને હરાવી ગુજરાત જીતી લીધી. તેને પકડીને આગ્રે લઈ ગયા. ત્યાં તે નવ વરસ કેદ રહ્યો, ત્યાંથી નાસી જઈ પાછો ગુજરાતનો બાદશાહ થવાને લડાઈ ચલાવી, અને સાત વરસ લગી લડયો. પછી અકબરના લસ્કરે તેને હરાવીને પકડયો. ઇ. સ. ૧૫૯૧. તેને પકડીને લઈ જતાં તે રસ્તામાં આપઘાત કરીને મૂઓ.

## પુનરાવર્ત્તન.

ગુજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યના ૧૫ બાદશાહો-માંના નવ નિર્બળ હતા, છ બાદશાહ પરાક્રમી, ચતુર, બહાદુર, પણ પ્રજાને દુઃખ દેનારા હતા. એમણે દહેરાં તોડી તેના પથરા વડે સુંદર ઇમારતો બાંધી, અને તેમના અમીર ઉમરાવોએ બંધાવી. મજુરીનો ખર્ચ એમને બહુ ઓછો પડતો, કેમકે લોકને વેઠે ઝાલી મફત કામ કરાવતા. તેમની આબાદીના વખ-

તમાં તેમણે અમદાવાદ, સરખેજ, વટવા, મેહમદાવાદ, વગેરે ઠેકાણે સુંદર ઇમારતો બંધાવી છે, ને શહેરો શોભાયમાન કરેલાં છે. તેમાંની કેટલીક ઇમારતો હજુ લગી જેવીની તેવીજ રહેલી છે.



શાહઆલમનો રોજો.



ત્રણ દરવાજા.



રાણી શિકરીની મસજીદ.

આસપાસના દેશો ઉપર જીત કરી અમદાવાદના કેટલાક બાદશાહોએ નામના કરી છે, પરંતુ ધર્મદ્વેષી હોઈ તથા ગરાસીઆ ઉપર શત્રુવટ રાખી કેટલાએકે બહુ જુલમ કર્યો. જે અધિપતિઓ નાબેદાર રાજારાણાને, તથા રૈયતને પાળવાને બદલે પીડે, સુખ દેવાને બદલે દુઃખ આપે, પક્ષપાત અને અન્યાયથી વર્તે, ધર્મને નામે લોભથી પ્રજાને નારાજી કરે, તેમની મોટાઈને ખરેખર એબ લાગે છે. દરીઆના ચોર, દેશમાં ધાડ પાડનારા, ચોરી કરનારા, વગેરેને સજા કરી દેશનો સારો બંદોબસ્ત રાખવાનો કેટલોક પ્રયત્ન એ બાદશાહોએ કર્યો, તે વખાણવા જોગ છે. પણ ભલા અકબર બાદશાહની પેઠે હિંદુ મુસલમાનને સમાન ન ગણ્યા, દેશી અને મુસલમાન બધા ઉપર સરખો પ્રેમ ન રાખ્યો, તથા ધર્મ સંબંધી ઉદાર દિલ ન રાખ્યું એ ગુજરાતના કેટલાક સ્વતંત્ર મુસલમાન બાદશાહોમાં મોટી ખાંપણ હતી.

# મુગલાઈ રાજ્ય.

મોગલ બાદશાહ અકબરે ઈ. સ. ૧૫૭૩માં ગુજરાતનું રાજ્ય ત્રીજા મુઝફ્ફર પાસેથી જીતી લીધું, એ વાત પાછળ આવી ગઈ છે. દિલ્હીની ગાદી તળે ગુજરાત ગયા પછી ગુજરાતમાં ત્યાંથી સુબાઓ આવવા લાગ્યા.


અકબર.

ડાહ્યા અકબર બાદશાહે ધાક અને યુક્તિથી મુસલમાનોને વશ કર્યા, તેમજ હિંદુઓને પણ રાજી કર્યા. આથી દેશમાં સમાધાની રહી, તથા પ્રજાને સુખ મળ્યું. તેણે ખેડુતોને સારા ઠરાવ કરી આપી ભાગી કર્યા. દેશના રજપુત રાજારાણા, અને ગરાસીઆ ઠાકોરોને મનાવી તથા તેમને યોગ્ય કામ સોંપી રાજકાજ અને ફોજમાં સામીલ કર્યા. આ રૂડી રાજ્યનીતિ તેની પછીના કેટલાક બાદશાહોએ જારી રાખી; આથી અમારૂં રાજ્ય, અને અમારો બાદશાહ એવું રૂડું અભિમાન લોકને પેદા થયું. બાદશાહ તથા મુસલમાન અમારા વેરી છે એ વિચાર મનમાંથી નીકળી જઈ હિંદુ મુસલમાન બેઉ ભાઈ એવી રૂડી કહેવત ચાલી.

અકબરના શાહજાદા જહાંગીરને એક વેળા ગુજરાતમાં આવવું પડ્યું હતું; તેને અમદાવાદની હવા માફક નહિ આવવાથી એ શહેરનું નામ તેણે ગિરદાબાદ અને બિમારીસ્થાન કહ્યું છે.


જહાંગીર.

જહાંગીર બાદશાહનો શાહજાદો શાહજહાંન ગુજરાતનો સુબેદાર થઈ આવ્યો હતો. તેણે અમદાવાદમાં શાહીબાગ નામે સુંદર મહેલ બંધાવ્યો. એ શાહીબાગ સાબરમતિના કિનારા પર હજુ લગી સારી હાલતમાં છે, ને ઉત્તર પ્રાંતના કમિશનર સાહેબ તેમાં રહે છે.

શાહજહાંન પછી આલમગીર દિલ્હીનો બાદશાહ થયો. એના રાજ્યમાં ધર્મના કારણથી રૈયત પર જુલમ થવા માંડયો. મુગલાઈ રાજ્યની પડતીનાં બીજ એના વખતમાં રોપાયાં.


શાહજહાંન.

આલમગીર વિના બીજા કોઈ મોગલ બાદશાહે ધર્મના કારણથી પ્રજાને પીડી નહિ, તથા મોગલ બાદશાહનાં વખાણ થાય છે.

મુગલાઈ અમલ ૧૫૭૩થી ૧૭૫૭ લગી રહ્યો, તેટલામાં ૧૨ પાદશાહ થયા, તેમની વતી પચાસેક સુબેદાર કારભાર કરવાને આવ્યા હતા, તેમાંના છેલ્લા જુવાંમર્દખાં બાબીને મરાઠા સરદાર દામાજી ગાયકવાડે, અને પેશ્વાના ભાઈ


આલમગીર.

રઘુનાથરાવે રાધનપુર વગેરે પરગણાં જાગીરમાં આપી રાજ્યસત્તા કબજે કરી. સન ૧૭૫૭. જૂનાગઢના, રાધનપુરના, અને વાડાસીનોરના નવાબ સાહેબો એ છેલ્લા સુબેદારના વંશજ છે. મુગલાઈ રાજ્યના સમયમાં યુરોપખંડથી જુદી જુદી પ્રજાઓ ગુજરાતમાં વેપાર કરવા આવવા લાગી. તેઓ વેપારની ચડસાચડસીમાં આવી અંદર અંદર લડવા લાગી, તે સૌમાં અંગ્રેજ પ્રજાની ચઢતી થઈ. તેમણે ધીમે ધીમે રાજકાજમાં મન ઘાલવા માંડયું. મુગલાઈ અમલમાં તેમની રાજ્યસત્તા ગુજરાતમાં નહોતી.

## ભાગ ૪ થો.

### મરેઠી રાજ્ય.

મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજીએ સને ૧૬૬૪ માં સુરત અંદર પ્રથમ લૂંટયું, તે વારથી એમનાં ધાડાં આપણા દેશમાં દાખલ થયાં. શિવાજીના પૌત્ર શાહુ રાજાનો સેનાપતિ ખંડેરાવ દાભાડે, અને તેના હાથ નીચે દામાજી ગાયકવાડ એ બેઉએ ખાનદેશથી આવી ગુજરાત લૂંટવા માંડયું, અને કંથાજી વગેરે પણ માળવા ભણી જતાં ગુજરાતમાં તેમજ કરવા મંડયા. સ્વદેશ રક્ષણ કરવાના ગુણ રાજાપ્રજા બેઉમાંથી લોપ થયા હતા.

દિલ્હીના બાદશાહ દુર્બળ થઈ જવાથી સુબેદારનો અધિકાર મેળવવાને મુગલાઈ સરદારોએ મરેઠી ફોજને મદદે બોલાવી, અને માંહોમાંહે લઢવા લાગ્યા. આનું પરિણામ આખરે એ થયું કે તેઓ પોતેજ રાજ્ય ખોઈ બેઠા.



શિવાજી.

ખંડેરાવ અને દાભાજીનાં મરણ ઈ. સ. ૧૭૨૧માં થયાં. તેમને ઠેકાણે ત્ર્યંબકરાવ અને પિલાજી થયા. બાજીરાવ પેશ્વાનો હુકમ ત્ર્યંબકજી દાભાડેએ ન માન્યો, તેથી પેશ્વાએ આવીને તેને લડાઈમાં માર્યો. પછી ઈ. સ. ૧૭૩૧માં ગુજરાતનું કામ પિલાજી ગાયકવાડને મળ્યું. તેથી તે ચોથ વગેરે ઉઘરાવવા લાગ્યો. મરેઠાનું બળ વધતું ગયું તેથી મુગલાઈ રાજ્ય નાશ પામ્યું.

ગાયકવાડ સરકારે વડોદરામાં રાજધાની કરી, ઘણોક મૂલક ખાલસા કરી લીધો, ને રજપુત રાજારજવાડા તથા મુસલમાન નવાબો, અને તાલુકદારો રહ્યા, તેમની કનેથી વરસો વરસ જબરાઈથી લઈ શકાય તેટલી ખંડણી લેવા માંડી. ગુજરાતની ઉપજનો કેટલોક ભાગ પેશ્વાનો હતો, તેથી તેની તરફના સુબેદાર અમદાવાદમાં રહેતા.

| વડોદરાના ગાયકવાડ. | ગાદીએ બેસવાનાં વરસ. |
| --- | --- |
| पिलाजी | इ. स. १७२१ |
| दामाजी | ,, १७३२ |
| फतेसिंह ( शिवाजीनी वती ) | ,, १७६९ |
| मानाजी | ,, १७८४ |
| गोविंदराव | ,, १७९२ |
| आणंदराव | ,, १८०० |
| शियाजीराव २ जो | ,, १८१९ |
| गणपतराव | ,, १८४७ |
| खंडेराव | ,, १८५३ |
| मल्हारराव | ,, १८७१ |
| शियाजीराव ३ जा. ( હાલના મહારાજ ) | ,, १८७५ |

દિલ્હીના બાદશાહે જોધપુરના રાજા અભયસિંહને ગુજરાતનો સુબો ઠરાવીને મોકલ્યો. એણે પિલાજી ગાયકવાડને ડાકોરમાં દગાથી મારી નખાવ્યો. પિલાજીનો અધિકાર તેના પરાક્રમી દીકરા દામાજીને મળ્યો. તેણે ગાયકવાડના રાજ્યની પૂરેપૂરી સ્થાપના કરી. પેશ્વા સરકાર જોડે તેનો સંબંધ મુકરર ઠર્યો, તેથી ગુજરાત મરેઠી રાજ્યનો ભાગ થયો. ગાયકવાડ અને પેશ્વાએ અમદાવાદ જીતી લઈ બાદશાહી અમલનો અંત આણ્યો. ઇ. સ. ૧૭૫૭.

મુગલાઈ અમલ ઊઠયો તે વારે સુરતમાં તેની વતી કામ ચલાવનાર નવાબ સુરતનો અને તેની આસપાસનાં પરગણાંનો ધણી થઈ પડયો હતો. તેજ પ્રમાણે બીજે ઠેકાણે પણ બન્યું હતું. સુરતના નવાબ પોતાની સત્તા જાળવી શક્યા નહિ, તેથી તે સન ૧૮૦૦માં અંગ્રેજને હાથ ગયું.

ભરતખંડના કેટલાક દેશોમાં આ વખતે અંગ્રેજી સત્તા જામી, અને અંગ્રેજ બળવાન રાજ્યકર્તા થયા. આપણા તરફ તેમનું મુખ્ય સ્થળ મુંબઈ બંદર થયું. જ્યાં જ્યાં અંગ્રેજી રાજ્ય થયું, ત્યાં ત્યાં દેશ થાળે પડયો. શાંતિ થવાથી ઉદ્યમ આવ્યો, ને લોકના જીવને નિરાંત થઈ.

દામાજી ગાયકવાડના મરણ પછી તેના પુત્રો રાજકાજને માટે લડવા લાગ્યા. પેશ્વા સરકારે અંતે વડા કુંવર શિવાજીને ખરો વારસ ઠરાવ્યો, પણ રાજકાજ કરવાને તે શક્તિમાન ન હોવાથી તેના સૌથી નાના ભાઈ ફતેહસિંહને તેનો મુતાલિક (તેની વતી કામ કરનાર) નીમ્યો.

રઘુનાથરાવ પેશ્વા થયો ત્યારે તેણે ગોવિંદરાવ ગાયકવાડને દામાજીનો વારસો આપવાનો ઠરાવ કર્યો. તેથી ભાઈ ભાઈમાં કજીઓ પેઠો. રઘુનાથરાવને પોતાનો અધિકાર ખોઈ ગુજરાતમાં નાશી જવું પડયું. પુનાની ગાદી પાછી મેળવી આપવાને તેણે અંગ્રેજની મદદ માગી. તેના તથા તેની સાથે મદદમાં આવેલા અંગ્રેજનાં એકઠા મળેલ સૈન્યની સામે પુનાની મરેઠી ફોજ ગુજરાતમાં વઢી. પણ કલકત્તાથી એ લડાઈ બંધ પાડવાનો હુકમ આવ્યાથી ટંટો પત્યો, ને ગોવિંદરાવ નિરાશ થયો.

સને ૧૭૭૨માં અંગ્રેજ ફોજે ભરૂચ જીત્યું. સને ૧૭૮૦-માં પેશ્વા અને અંગ્રેજ વચ્ચે ઝઘડો ચાલતો હતો, તે વારે અંગ્રેજ ફોજે ગુજરાતમાં આવી કેટલાક જય મેળવ્યા.

**આનાજી**—ગાયકવાડના સમયમાં કોઈ મોટો બનાવ બન્યો નથી. ગોવિંદરાવ ગાયકવાડના વખતમાં સેલુકર નામે સુબેદાર પેશ્વા તરફથી અમદાવાદમાં આવ્યા. તેણે ઘણો કેર કર્યો.

**સેલુકર**—ગોવિંદરાવ ગાયકવાડના સમયમાં અમદાવાદ શહેરમાં બે સત્તા ચાલતી હતી. એક પેશ્વા સરકારની, ને બીજી ગાયકવાડ સરકારની. પેશ્વા સરકારના કામદારો ભદ્રમાં રહેતા, અને ગાયકવાડી અમલદારો ગાયકવાડની હવેલીને નામે ઓળખાતા મકાનમાં રહેતા.

પેશ્વા તરફથી આ વખતે સેલુકર નામે સુબો હતો, તેણે ગાયકવાડની હવેલી ઉપર હલ્લો કર્યો. આથી ગાયકવાડી સુબાએ

વડોદરેથી પોતાની મદદ માટે લશ્કર મંગાવ્યું. લશ્કર શહેર નજીક આવવા લાગ્યું, ત્યારે લોકોએ સેલુકરને તેની ખબર આપી. તેના જવાબમાં તેણે કહ્યું કે 'આનેદ્દો'. એમ તોરમાં ને તોરમાં જવાબ આપ્યા કર્યો, ને બચાવની કશી તૈયારી કરી નહિ. ગાયકવાડી લશ્કરે આવી તેને હરાવ્યો, ને કેદ પકડી વડોદરે મોકલી દીધો. તે ઉપરથી હજુ કહેવત ચાલે છે કે '**હાથમાં દંડો, બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ.**'

મરેઠી રાજ્યમાં ધાડચોરીનું જોર વધારે હતું, તેની સાથે મરેઠા સરદારો પણ પૈસા મેળવવાને જુલમ બહુ કરતા. દેશમાં બંદોબસ્ત રાખવો, ન્યાય કરવો, વગેરે કામકાજ તેમને ઓછાં આવડતાં. તેઓ પૈસા લેવાનું કામ સમજતા હતા.

સને ૧૮૦૦માં અંગ્રેજે સુરત કબજે કર્યું, અને ત્યાંના નવાબને સાલીઆણું બાંધી આપ્યું. ગોવીંદરાવે અમદાવાદથી સેલુકરને પકડીને દર વરસે પાંચ લાખ રૂપીઆ આપવા કરી ગુજરાતમાંનો પેશ્વાનો ભાગ ઈજારે રાખ્યો, ને પેશ્વાની સત્તા ઉઠાડી. સન ૧૮૧૭માં અમદાવાદ અંગ્રેજને હાથ આવ્યું.

આણંદરાવના અમલમાં તેના પિતરાઈ ભાઈ મલ્હારરાવે ગાયકવાડી કુટુંબના કેટલાક માણસો જોડે મળી જઈ કડીમાં બંડ કર્યું. આણંદરાવની મદદે અંગ્રેજી ફોજ આવ્યાથી બંડખોર સરદારો હાર્યા. આ બાબતનો અસરકારક રાસડો હજુ ઘણા ભાગમાં ગવાય છે. "**શહેરનો સુબો ક્યારે આવશેરે.**" વગેરે.

આ વેળા ગાયકવાડ સરકારની અવસ્થા એવી થઈ ગઈ હતી કે અંગ્રેજની મદદ વિના રાજ્ય ટકે નહિ, માટે રાજ્યનો બચાવ કરવાને અંગ્રેજ લશ્કરને એ વખતથી વડોદરે રાખવા માંડ્યું. તેથી ગાયકવાડ અંગ્રેજના તાબેદાર થઈ તેમના કહ્યા પ્રમાણે રાજ્ય કરવા લાગ્યા. આથી દેશમાં શાંતિ થઈ, અંગ્રેજને ઘણાં પરગણાં મળ્યાં, ને લોક નિરાંતે ઉદ્યમ કરી શક્યા.



શિયાજીરાવ ૩ જા.

રજવાડાની ખંડણી ઉઘરાવવાને દસરા પછી દર વરસ ગાયકવાડની ફોજ મુલકગીરી કરવા નીકળતી, ને દેશની ભારે ખરાબી કરતી. ખંડણી પોતે ઉઘરાવી જેની તેને આપવાનું કામ પોતાને માથે લઈ ભલા અંગ્રેજે તે સર્વ મારામારી, જુલમ, અને લૂંટ થતી અટકાવી, ને લોકને તથા રજવાડાને ભારે પીડામાંથી ઉગાર્યાં. સન ૧૮૧૮-માં અંગ્રેજે પેશ્વાનું રાજ્ય જીતી લીધું. તથા તેનો અધિકાર અને હિસ્સાનાં પ્રગણાંની ખંડણી વગેરે અંગ્રેજને મળ્યાં.

હાલના ગાયકવાડ સરકારે વડોદરા રાજ્યમાં ઘણી જાતના સુધારા દાખલ કરેલા છે. વિદ્યા તથા વેપારને સારો આશ્રય આપેલો છે. વડોદરામાં કારીગરીનાં સુંદર મકાનોમાં ટાવર, રાજ્ય-મહેલ, કોલેજ, જાહેર બાગ, વગેરે જોવા લાયક છે.



વડોદરાની ક્વીન હોસ્પિટલ.



વડોદરાનો લક્ષ્મીવિલાસ મહેલ.

## ભાગ ૫ મો.

### અંગ્રેજી રાજ્ય.

દેશમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી રાજાઓના અંદર અંદરના લડાઈટંટા બંધ પડયા, તેથી ગુજરાતમાં રાજ્યો બદલાયાનો અને લશ્કરોની લડાઈઓ થયાનો ઇતિહાસ તે પછી બન્યો નથી. કાઠિઆવાડ, કચ્છ, મહીકાંઠા, રેવાકાંઠા, વગેરે ભાગોમાંના દેશી રાજ્યોમાં ગાદીના હક માટે તકરારો ચાલતી, તથા પડોશના રાજાઓ જોડે સીમાડા બાબતની તકરારો થઈ દેશમાં ખરાબી થતી હતી, તે બધું અંગ્રેજ સરકારે બંધ પાડયું. દરેક દેશી સંસ્થાનને પોતાના તાબામાં લઈ તેની રાજ્યવ્યવસ્થા બરોબર થાય, માટે અંગ્રેજ સરકારે સારા નિયમ કર્યા. વળી દરેક સંસ્થાન ઉપર નજર રાખવા પોલિટિકલ એજન્ટ નિમ્યા. આથી દેશી સંસ્થાનોના રાજાઓ તથા રૈયત બેઉ સુખ પામ્યાં.

પોતાના તાબાના ખાલસા મુલકમાં રૈયતના ભલા માટે નિશાળો, દવાખાનાં, ઇનસાફની કચેરીઓ, મ્યુનિસિપૅલિટિઓ, વગેરે સ્થાપ્યાં, ને દેશને આબાદ કર્યો. દેશી રાજાઓ પાસે પણ એવી રીતની ગોઠવણ કરાવી, તેથી તે પ્રજા પણ સુખી અને આબાદ થઈ.

સન ૧૮૫૩માં ગુજરાતમાં આગગાડી દાખલ થઈ, અને તેની સાથે તાર પણ દાખલ થયા. મુંબઈથી ગુજરાત સુધી મુંબઈ વડોદરા અને મધ્ય હિંદુસ્તાન રેલ્વે નામે આગગાડીની સડક થઈ, અને તે પછી તેના જુદા જુદા ફાંટાઓ કાઠિઆવાડ તથા ગુજરાતના બીજા ભાગોમાં પણ થયા.

સને ૧૮૫૭ માં અંગ્રેજી લશ્કરમાંના દેશી સિપાઈઓએ ઉત્તર હિંદમાં મોટો બળવો કર્યો. ગુજરાતમાં એ બળવાની અસર બહુ થઈ નહિ. બળવાખોરો પકડાયા ને દેશમાં શાન્તિ થઈ.

આ વખત લગી હિંદુસ્તાનનું અંગ્રેજી રાજ્ય ઈસ્ટ ઈંડિયા નામે અંગ્રેજી વેપારી પેઢીના હસ્તકમાં હતું. તે સન ૧૮૫૮ માં ઈંગ્લાંડના રાજ્યકર્ત્તાના તાબામાં મુકવામાં આવ્યું. ઈંગ્લાંડનાં નામદાર મહારાણી વિક્ટોરિયાએ આ બાબતનું જાહેરનામું કાઢયું, અને દેશી લોકોને પોતાની રૈયત ગણી ઉંચે દરજ્જે ચઢાવવાનો ઠરાવ કર્યો.

ગુજરાત અને માળવાની વચ્ચે આવેલો પંચમહાલ જિલ્લો સિંધિયા સરકારના તાબામાં હતો. તેનો બંદોબસ્ત તેમનાથી રાખી શકાતો નહિ, માટે તે મુલકના બદલામાં બીજો મુલક સિંધિયા સરકારને આપી સન ૧૮૭૧માં પંચમહાલ જિલ્લો અંગ્રેજ સરકારે પોતાના તાબામાં લીધો.

વડોદરાના ગાયકવાડ મલ્હારરાવે રૈયત પર બહુ જુલમ કર્યાથી, અને રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલવાથી અંગ્રેજ સરકારે તેને સન ૧૮૭૫માં પદભ્રષ્ટ કરી મદ્રાસ મોકલી દીધો, અને મલ્હારરાવના મરનાર ભાઈ ખંડેરાવ મહારાજનાં વિધવા રાણી જમનાબાઈ પાસે દક્ષિણમાં વસતા ગાયકવાડના કુટુંબના એક બાળકને દત્તક લેવડાવી ગાદી સોંપી. તેઓ હાલના ગાયકવાડ શ્રીમંત સયાજીરાવ મહારાજ છે. તેમણે પોતાન રાજ્યમાં ઘણા સુધારા દાખલ કર્યા છે.

સને ૧૮૭૭માં નામદાર મહારાણી વિકટોરિયાએ કેસરેહિંદનો ઇલકાબ ધારણ કર્યો.

લોકની તનદુરસ્તી, કેળવણી, સંલામતી, સગવડ, વગેરે વધારવા માટે સન ૧૮૮૪માં દેશમાં મ્યુનિસિપૅલિટિઓ સંબંધી કાયદો સુધાર્યો, અને તેનો વહીવટ લોકના અને સરકારના નીમેલા માણુસ મળીને કરે એવો ઠરાવ કર્યો.

સન ૧૮૯૬માં ગાંઠીઓ તાવ (પ્લેગ)ની ભયંકર મરકી મુંબઈમાં ફાટી નીકળી, અને ગુજરાતના કેટલાક ભાગમાં પણ ચાલી. મરકી અટકાવવાને માટે, તથા મરકી દૂર કરવા માટે, સરકારે ઘણા ઉપાય કરી લોકના જીવ બચાવ્યા.

સન ૧૮૯૯ (સંવત ૧૯૫૬) માં ગુજરાતમાં વરસાદ પડ્યો નહિ, તેથી ભારે દુકાળ પડ્યો. અનાજ તથા ઘાસ ન થવાથી ખેડુતો તથા બીજા ગરીબ લોકો બહુ દુઃખ પામ્યા, અને ઢોર તો ઘણાંજ મરી ગયાં. ગરીબ લોકોને મજુરી આપવા તથા જીવાડવા સરકારે ઠેર ઠેર તળાવ ખોદાવ્યાં, તથા સડકો બંધાવી. વળી મજુરી ન થઈ શકે તેવાં બાળક અને અશક્ત માણુસોને મફત ખાવાનું આપીને તેમના જીવ બચાવ્યા. રૈયતને સુખી કરવા તથા જીવાડવા માટે આ કામમાં તેમણે ઘણો પૈસો ખર્ચ્યો છે.

સન ૧૯૧૧ (સંવત ૧૯૬૭) માં પણ ગુજરાતના ઘણા ભાગમાં પ્રથમ વરસાદ આવી, પછી બિલકુલ વરસાદ આવ્યો નહિ. આથી ખરેખરે ઠેકાણે પાકની ખરાબી થઈ, ગરીબ લોકને તથા ઢોરને જીવાડવા માટે સરકારે ૧૮૫૬ના દુકાળ જેવીજ ગોઠવણો કરી હતી. **ગુજરાતની પ્રજા આ ઉપકાર કદી ભુલશે નહિ.**

નામદાર મહારાણી વિકટોરિયા સને ૧૯૦૧ના જાન્યુઆરી માસમાં સ્વર્ગવાસી થયાં. એ ખેદકારક બનાવથી આખા દેશની પ્રજા ભારે દીલગીર થઈ, ઠેકાણે ઠેકાણે એકઠા મળી પોતાની દીલગીરી જાહેર કરી. તેમના રૂડા અને લાંબા રાજ્યમાં પ્રજાને ઘણાં સુખો મળેલાં છે.

તેમની પાટે તેમના વડા પુત્ર નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ **સાતમા એડવર્ડનું** નામ ધારણ કરી ગાદીપતિ થયા હતા.

આપણા દેશમાં શહેનશાહ **સાતમા એડવર્ડની** રાજ્યાભિષેકની ક્રિયા તા. ૧લી જાન્યુઆરી ૧૯૦૩ના રોજ **ભારે** ઠાઠથી દિલ્હી ખાતે કરવામાં આવી હતી, તે વખતે હિંદના વાઇસરૉય નામદાર **લોર્ડ કર્ઝને** દિલ્હીમાં મોટો દરબાર ભર્યો. વળી તે માટે ઇંગ્લાંડથી શહેનશાહના ભાઈ નામદાર ડયૂક **ઑફ** **કૅનૉટ** આવ્યા હતા. **નિઝામ**, ગાયકવાડ, વગેરે હિંદુસ્તાનના ઘણા દેશી રાજાઓ ભારે દબદબા સાથે દરબારમાં ગયા હતા. તે પ્રસંગે મોટી સવારી નીકળી હતી, અને લશ્કરની ભારે કવાયત થઈ હતી, તથા હુન્નરનું મોટું પ્રદર્શન સરકારે ભર્યું હતું. દરબાર જોવા માટે દુનીઆના ઘણા દેશથી પ્રતિનિધિઓ આવ્યા હતા. અંગ્રેજ સરકારનો અમલ હિંદુસ્તાનમાં કેવો પ્રતાપી, કેવો બળવાન, ને કેવો વિશાળ છે, તે આખી દુનીઆના જોવામાં આવ્યું.



લૉર્ડ કર્ઝન.

દિલ્હી શહેર અને દરબારની શોભા બહુજ રમણીય અને ભભકાદાર થઈ હતી. દરેક મોટા અને નાના ગામમાં આ નિમિત્તે લોકોએ ભારે હર્ષ બતાવ્યો હતો. એમણે રાજ્ય થોડાં વરસ કર્યું છે, તોપણ તેમણે દેશી પ્રજા ઉપરનો મીઠાનો, તથા આયપત (ઇનકમ ટેકસ) ઉપર લેવાતો કર કમી કર્યો હતો. સન ૧૯૧૦માં તેઓ સ્વર્ગવાસી થયા. એમની પછી હાલના મહારાજા નામદાર **૫ મા જ્યૉર્જ** ગાદીપતિ થયા છે.

સને ૧૯૦૫માં નામદાર મહારાજા સાતમા એડવર્ડના વડા પુત્ર પ્રિન્સ ઑફ વેલ્સ (હાલના મહારાજા ૫ મા જ્યૉર્જ) હિંદમાં

આવ્યા હતા. તેમને લોકોએ ઘણા માનથી વધાવી લીધા હતા, અને લોર્ડ કર્ઝનને ઠામે લોર્ડ મિન્ટો સાહેબ ગવર્નર જનરલ થઈ આવ્યા હતા. તેઓ પોતાની મુદત પૂરી થવાથી ઇંગ્લાંડ ગયા, ને તેમને ઠામે લોર્ડ હાર્ડિંજ સાહેબ ગવર્નર જનરલ થઈ આવ્યા છે.

નામદાર શહેનશાહ **પાંચમા જ્યૉર્જ** તા. ૧૨ મી ડિસેમ્બર ૧૯૧૧ ના રોજ આપણા હિંદમાં પધારી, હિંદના પાયતખ્ત, શહેર દિલ્હીમાં ભારે ઠાઠથી ગાદી પર બેઠા. હિંદના જુદા જુદા ભાગના રાજાઓ, નવાબો, સરદારો, અને દેશના બીજા આગેવાન ગૃહસ્થોને, તથા મોટા મોટા હોદ્દેદારોને ત્યાં નોતરવામાં આવ્યા હતા. વળી હિંદ સિવાય બીજા દેશના પોતાના મિત્રો અને સંબંધીઓને પણ નોતર્યા હતા. આ પ્રસંગ હિંદમાં અંગ્રેજી અમલમાં પહેલોજ હતો, માટે લોકોએ તેઓનું દીર્ઘાયુષ ઇચ્છી, ઠેકઠેકાણે આતશબાજી, રોશની, છોકરાઓને ઇનામ (ચાંદ) ગરીબોને અન્નદાન, વગેરે આપી પ્રભુ પાસે આશીર્વાદ માગ્યો હતો, કે "મહારાજા ઘણું જીવો, અને અંગ્રેજી અમલ હિંદમાં ચિરકાલ રહો."



લોર્ડ હાર્ડિંજ.

ગુજરાતના પાયતખ્ત શહેર (અમદાવાદ) માં અંગ્રેજી અમલમાં ઘણાં જોવા લાયક મકાનો, સંચાઓ, પૂલો, વગેરે થએલાં છે, એટલુંજ નહિ પણ જિલ્લાઓમાં પણ મુખ્ય મુખ્ય સ્થળોએ તેવાં કામો થએલાં છે.



ગુજરાત કોલેજ. (અમદાવાદ)



સ્વામિનારાયણનું મંદિર. (અમદાવાદ)

**સમાપ્ત.**